# SELECT STORIES FROM THE HISTORY OF GUJRAT.

# ગુજરાતના ઇતિહાસની વાર્તાઓ.

( વલ્લભિ વંશથી વાઘેલા વંશ સુધી ).

રચનાર,

કરમઅલી રહીમ નાનજીઆણી.

ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.

ખેડા.

આવૃત્તિ પહેલી પ્રત ૧૦૦૦



અમદાવાદ—"આર્યોદય" પ્રેસ.

સંવત ૧૯૫૮—સને ૧૯૦૧.

કિંમત [illegible]

# પ્રવેશ.

આ પુસ્તક માંહેની વાર્ત્તાઓનો આરંભ વલ્લભિ વંશથી થાય છે. સિક્કાઓ, શિલાલેખ, કીર્ત્તિસ્થંભ, અને તામ્રપટો ઉપરથી તે પહેલાંના ઇતિહાસ ઉપર કેટલુંક અજવાળું પડે છે, પરંતુ તે સાધનો થકી જાણવામાં આવેલી હકીકત એટલી તો અપૂર્ણ છે, કે તેમાંથી વાર્ત્તાની રચના બની શકતી નથી. ઇ. સ. ની પહેલાં ચોથી સદીની શરૂઆતમાં મૌર્ય વંશનો અમલ ગુજરાતમાં હતો, અને મગધ દેશમાં એટલે કે જે હાલ બહાર પ્રાંત કહેવાયછે તેના પાટલી પુત્ર શેહેરમાં રાજધાની હતી. એ વંશના સ્થાપનાર ચંદ્રગુપ્તનો અમલ, ઇ૦ સ૦ પૂર્વે ૩૧૯ માં હતો. એમ શિલાલેખો ઉપરથી જણાયછે. નવમા નંદનો તે અનૌરસ પુત્ર હતો. મહાન સિકંદરે ઇ. સ. પૂર્વે ૩૨૭ માં પૌરવની જોડે લડી પંજાબ પ્રાંત લેઇ લીધો હતો અને તેના ગયા પછી ચંદ્રગુપ્તે તેનો કબજો લીધો હતો. એ વંશનો બહુ પ્રખ્યાતિએ પામેલો રાજા અશોક કરીને થઇ ગયો છે. તેના ૧૧ કોતરાવેલા અક્ષરના સ્તંભ, ૧૪ શિલા લેખ, અને ૧૭ ગુફામાંના લેખ હાલ સૂધી છે. એમાંથી એક લેખ ગિરનાર ઉપર છે તેમાં ૧૪ આજ્ઞાઓ આપી છે. એ રાજા બહુ ન્યાયી હતો. અને

તેણે લોકોના કલ્યાણ અર્થે જૂની રીત પ્રમાણે ઠેક ઠેકાણે વાવ, કુવા, ધર્મશાળાઓ, ચણાવ્યાં એટલુંજ નહિ પણ, છાંયડા સારૂ રસ્તા ઉપર ઝાડો ઉછેરાવ્યાં, અને રોગ નિવારણ માટે વૈદ્યશાળાઓ સ્થાપી; વળી વિદ્યા વૃદ્ધિ માટે પણ તેણે સારો પ્રયત્ન કર્યો હતો. એ રાજાનું ધર્મ તરફ વિશેષ લક્ષ હતું. તેથી એના કોતરાવેલા લેખોમાં ઘણીખરી બૌદ્ધ ધર્મને લગતી આજ્ઞાઓ છે. મૌર્યવંશનો અમલ ઇ૦ સ૦ પૂર્વે ૩૧૯ થી ઇ૦ સ૦ પૂર્વે ૧૯૭ સૂધી હતો. ત્યાર પછીના ૧૭ વર્ષની હકીકત માટે કાંઇ પણ આધાર મળતો નથી, એટલે કે ઇતિહાસમાં એટલો તૂટક ભાગ રહેછે.

એના પછી યુનાની લોકોનો અમલ થયો. (ઇ૦ સ૦ પૂર્વે ૧૮૦ થી ઇ૦ સ૦ પૂર્વે ૧૦૦ સૂધી.) અને તેમાંના બે બાદશાહો મિનેન્ડર અને એપોલોડોટસ એ નામના પ્રખ્યાત થઈ ગયા છે, અને તેમના વખતના ઘણા સિક્કાઓ પણ મળી આવેલા છે, અને તેના ઉપર સંન ઇ૦ સ૦ પર્વે ૧૨૬ થી ઇ૦ સ૦ પૂર્વે ૧૦૦ સૂધી છે.

એ વંશ પછી ક્ષત્રપ નામના રાજાઓનો અમલ થયો, અને તેમના વખતના સિક્કાઓ ઉપર છત્રપ, અને કોઇ ઉપર ખતપ જોવામાં આવેછે. એ ત્રણે શબ્દો યુનાની શબ્દ સેત્રપ (Satrap) ને મળતા આવેછે. ક્ષત્રપનો અર્થ ક્ષત્રીને પાળનાર એવો

થાયછે. પ્રાચીન ઇરાનમાં પ્રાંતોના હાકેમોને સત્રપ કહેતા હતા, અને તે ઉપરથીજ એ નામ પડ્યું હશે એવું અનુમાન થઇ શકેછે. ગુજરાતમાં એ વંશનો સૌથી પહેલો રાજા નહાપાન કરીને થઈ ગયો. એ રાજા ક્યારે ગાદીએ બેઠો તે ખાત્રી પૂર્વક નક્કી થઇ શકતું નથી, તોપણ એટલું તો કહી શકાય છે કે ઇ૦ સ૦ ૭૮ થી ૧૨૦ સૂધીમાં એ રાજા થયલો જણાયછે. એ વંશનો પ્રસિદ્ધ **રૂદ્રદામા** થઈ ગયો છે અને તેનો કોતરાવેલો એક લેખ ગિરનાર ઉપર છે. એ વંશનો ૨૫ મો રાજા સ્વામિરૂદ્રસેન થયલો તેણે ઈ૦ સ૦ ૩૭૮ થી ૩૮૮ સૂધી રાજ કર્યું. તે મહા ક્ષત્રપ કહેવાતો હતો.

ક્ષત્રપ રાજાઓ પછી ગુપ્તવંશના રાજાઓનો અમલ થયો, અને તે સાઠ વરસ સૂધી ચાલ્યો. એ વંશનો સ્થાપનાર ગુપ્ત હતો અને ઘણાખરા રાજાઓના નામને છેડે એજ નામનું એધાણ આવેછે, જેમકે ચંદ્રગુપ્ત, સમુદ્રગુપ્ત, કુમારગુપ્ત ઇત્યાદિ. એ વંશનો છેલ્લો રાજા સ્કંધગુપ્ત થયો, અને તેણે ઇ૦ સ૦ ૪૫૪ થી ૪૭૦ સૂધી રાજ કર્યું. એનો અમલ ગુજરાત, કાઠિઆવાડ, તેમજ કચ્છ ઉપર પણ હતો.

ગુપ્ત પછી વલ્લભિ વંશની સ્થાપના થઇ, એનો પહેલો રાજા ભટ્ટાર્ક થયો. પ્રથમ ગુપ્ત રાજાઓ તરફથી સેનાપતિ હતો, અને પાછથી તે સ્વતંત્ર રાજા થયો. એક તામ્રપટ ઉપરથી એમ

જણાયછે કે ઇ૦ સ૦ ૭૬૬ માં શિલાદિત્ય નામે રાજા રાજ્ય ચલાવતો હતો. સૌથી પહેલી વાર્ત્તા જે કાકુની છે તે એ રાજાના વખતની છે. એ સાતમો શિલાદિત્ય હતો. આ વાત અલબરૂની નામના ઇતિહાસ કર્ત્તાએ નોંધેલી છે અને તે ઉપરથી જણાયછે કે જે પરદેશીને તે તેડી લાવ્યો હતો તે સિંધનો એક આરબ બાદશાહ હતો.

અરબ લોકો જીત મેળવ્યા પછી ઝાઝો વખત ગુજરાતમાં રહ્યા હોય એમ લાગતું નથી: કેમકે નવસારીના એક શિલા લેખ ઉપરથી જણાય છે કે સાતમી સદીમાં ચાવડા લોકોએ પંચાસરમાં રાજનગરી સ્થાપી પોતાના પ્રથમના નાના રાજમાં કાંઇક વધારો કર્યો. ઇ૦ સ૦ ૬૯૬ માં એ વંશના જયશિખરી રાજા ઉપર ભૂવડ રાજાએ ચઢાઇ કરી. આ રાજા વિષે એટલું તો નક્કી પણે જણાયલું છે કે તે ચાલુક્ય કે સોલંકી વંશનો રાજા હતો. હવે તે ઉત્તરેથી આવ્યો કે દક્ષિણમાંથી તે વિષે મતભેદછે. કેટલાએકનું કહેવું એમ છે કે ઉત્તર હિંદુસ્તાનમાં આવેલા કન્યાકુબ્જ એટલે કે કનોજમાં આવેલા કલ્યાણ નામના શેહેરથી તે આવ્યો હતો. રત્નમાળાનો કર્ત્તા પણ એમજ માને છે, પરંતુ સાતમી સદીમાં ત્યાં ચાલુક્ય વંશના રાજાઓ હતાજ નહિ. ત્યાં એ સૈકામાં પાલ વંશના રાજાઓ અમલ ચલાવતા હતા. એ રાજા દક્ષિણમાં આવેલા કલ્યાણી નગરથી

આવેલો આપણે માનીએ તો એવો વાંધો આવેછે કે ત્યાં ચાલુક્ય વંશનો અમલ હતો ખરો, પણ ભૂવડ નામનો કોઈ રાજા થયો નથી, પરંતુ વિજયાદિત્ય નામનો એ વંશનો એક રાજા એ સમયમાં થઈ ગયો છે, અને તેનું નામ ભુવનાશ્રય હતું. એ નામ ઉપરથીજ ટૂંકું નામ ભૂવડ થયું હશે. તેણે ઈ૦ સ૦ ૬૯૬ થી ૭૩૩ સૂધી રાજ કર્યું હતું, માટે ભૂવડ એ કનોજનો નહિ પણ દક્ષિણનો રાજા હોવો જોઇએ એમ-લગભગ સિદ્ધ થાયછે. ગેઝીટીયરના કર્ત્તા સર જેમ્સ કેમ્પબેલે પણ એજ મતનો સ્વિકાર કરેલોછે. ચાવડા વંશના તેમજ તે પહેલાના કેટલાક રાજાઓનો અમલ-હાલના આખા ગુજરાત પ્રાંત ઉપર નહોતો પણ માત્ર મહી નદીના ઉત્તરમાં આવેલા ભાગ ઉપરજ હતો. છઠ્ઠી સદીની આખરે મહી અને તાપીનદીનો પ્રદેશ જે લાટ દેશ કહેવાતો ત્યાં ગુર્જર રાજાઓ રાજ કરતા હતા; તેઓ ઉત્તર હિંદુસ્તાનમાંથી આવ્યાં હતા. એમને રાષ્ટ્રકૂટ રાજાઓએ હરાવ્યા એમ અનુમાન થઈ શકે છે: કોકણના ચાલુક્ય રાજા તૈલપે એ વંશનો સંહાર ઈ. સ. ૯૭૨ માં કર્યો, ત્યાં સૂધી દક્ષિણ ગુજરાત એ વંશના તાબામાં રહેલું જણાય છે. ઇ. સ. ૯૭૮ માં તૈલપ તરફથી સેનાપતિ બારપ લાટ દેશમાં અમલ ચલાવતો હતો તેને મૂળરાજના પુત્ર ચામુંડે હરાવ્યો ત્યાર પછી લાટ દેશ ગુજ-

રાતની સાથે જોડાઈ ગયો.

આ વાર્ત્તાઓ રચવામાં રાસમાળા, કુમારપાળ પ્રબંધ, પ્રબંધ ચિન્તામણી ચાવડા ચરિત્ર, ભગવાનલાલ કૃત ગુજરાતનો તથા સોરઠનો ઇતિહાસ તથા મીસ્તર ગોવિંદભાઈ હાથીભાઈ દેશાઈના રચેલા ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાંથી સાધનો મેળવ્યાં છે, અને રચના કરવામાં મારા વિદ્વાન મિત્ર અને જાણીતા સાક્ષર ગુજરાત ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ રાવ સાહેબ માધવલાલ ભાઈએ અનેક બહુ કીમતી સૂચનાઓ કરી છે, તે માટે તેમનો ઉપકાર આ પ્રસંગે હું માનું છું. જુનાગઢના નાયબ દિવાન સાહેબ રા. રા. પુરૂષોત્તમરાય સુંદરજીએ કેટલાક ફોટોગ્રાફ પૂરા પાડ્યાછે, તે માટે તેમનો પણ ઉપકાર માનુંછું. કવિતાઓ કેટલીક તૈયાર મળી આવી છે, કેટલીક રચાવીછે, અને બહુ થોડી મેં રચીછે.

રૂદ્રમાળાનું પુઠકટ વખતસર આવી નહીં પહોંચવાથી બીજી આવૃત્તિમાં દાખલ થશે.

**શિક્ષણ માર્ગ**—અર્વાચીન સમયથી આરંભ કરી, પ્રાંતનો ઉપરી અમલદાર કોણ, ઇલાકાનો કોણ, અને હિંદુસ્તાનનો સર્વોપરી હાકેમ કોણ તે સંબંધી વિદ્યાર્થીઓને વાકેફ કરવા જોઇએ. દેવલોક વાસી મહાકૃપાળુ કૈસરેહિંદ પછી તેમના પાટવીકુંવર **સાતમા એડવર્ડ** હિંદુસ્તાનના રા-

હેનશાહુ છે એ બાબત ખાસ તેમને જણાવવા જેવી છે. બ્રિટિશ અમલ પહેલાં મરેઠી રાજ્ય, અને તે પહેલાં મુસલમાની અમલ, તે અગાઉ રજપૂત રાજાઓ રાજ્ય કરતા હતા, અને તેનો છેલ્લો રાજા કરણઘેલો થઇ ગયો; આવી રીતે સંબંધ બતાવવો જોઇએ. એ રાજા ઈ૦ સ૦ ૧૩૦૪ (સંવત્ ૧૩૬૦) માં હાર ખાઇ નાઠો ત્યાં સૂધીની વાર્ત્તાઓ છે એમ તેમને જણાવવું જોઇએ. ઈ૦ સ૦ માં ૫૬ કે ૫૭ ઉમેરવાથી સંવત્‌ની સાલ આવેછે તે બાબત કાળા પાટિયા ઉપર સમજાવવી; પરંતુ વાર્ત્તાઓમાં તેમને રસ પડે, અને તે માંહેલી દશ બાર તેઓ શીખી જાય તે પછી આ બાબત તેમના લક્ષ ઉપર લાવવી.

કપડવણજ.<br>
તા. ૨-૧૧-૧૯૦૧.<br>
કરમઅલી રહીમ નાનજીઆણી.

# ગુજરાતના ઇતિહાસની વાર્તાઓ.

## ૧. કાકુની વાત.

મારવાડમાં આવેલા પાલી કસ્બામાં કાકુ નામનો એક ગરીબ દુકાનદાર રહેતો હતો, તે એટલો ગરીબ હતો કે લોકો તેને રંક કાકુ કરીને બોલાવતા. ઘણા દહાડા કંગાલ હાલતમાં તેણે કહાડ્યા, પછી તેને વિચાર આવ્યો કે પરદેશ ભોગવ્યા વિના પૈસાદાર થવાય તેમ નથી, તેથી પોતાની જે થોડી ઘણી જણસો હતી તેની ગાંસડી બાંધી માથા ઉપર ઊંચકી રખડતો રઝળતો ગુજરાતમાં આવેલા વલ્લભીપુરમાં આવી પહોંચ્યો. તે વખતે શિલાદિત્ય નામનો રાજા ત્યાં રાજ કરતો હતો. ધીમે ધીમે એની પાસે પૈસા એકઠા થવા લાગ્યા. દુકાનદારમાંથી તે વેપારી બન્યો; છેવટ મહેનત અને કરકસરથી તેણે એટલું તો ધન મેળવ્યું કે પોતાની દીકરી માટે સોનાની એક સુંદર અને ચકચકતી કાંસકી બનાવી; અને તેના ઉપર હીરા માણેક જડાવ્યાં.

તાંબામાંથી રૂપુ બને, એ બૂટી આપુ હું તને;
ખંત કસરતને રાખી કને, મહેનત કરજે તું દૃઢ મને.

એક દિવસ એમ બન્યું કે રાજાની લાડકડી કુંવરીની નજર તેના ઉપર પડી તેથી પોતાના પિતાને કહ્યું કે મારે તો એ કાંસકી જરૂર જોઈએ. રાજાએ કાકુને તેડાવી હુકમ કર્યો, કે તારી દીકરી પાસે જે સુંદર કાંસકી છે તે કુંવરી માટે આપી દે. પણ તેણે માન્યું નહિ તેથી બળાત્કારે તેની પાસેથી કાંસકી લઈ લીધી. આથી કાકુને બહુ ક્રોધ લાગ્યો અને તેણે પરદેશી રાજાને ધન આપી વલ્લભીપુર પર હુમલો કરવા ઉશ્કેર્યો, અને અંતે એ શહેરનો નાશ કરાવ્યો. એ શહેર ભાવનગરની ઉત્તરે થોડા ગાઉ ઉપર હતું. લડાઇમાં શિલાદિત્ય માર્યો ગયો. આ વાતને શુમારે પંદરસેં વર્ષ થયાં હશે.



## ૨. જયશિખરની વાત.

વલ્લભીરાજ તુટયા પછી ચાવડા રજપૂતોનું રાજ થયું, અને તેમની રાજનગરી કચ્છના રણ પાસે આવેલા પંચાસર કસ્બામાં થઇ. એ શહેરમાં જયશિખર નામે એક બળવાન રાજા થઈ ગયો છે. એ રાજા શૂરો અને ડાહ્યો હતો, તેમજ ન્યાયી અને કુળદીપક હતો.

"ધર્મરાજ સમ ધર્મ, નર્મ, નહિ લગીરે નીતિ,
કરે વેદમય કર્મ, પરમ ઇશ્વરશું પ્રીતિ;
પુત્ર તુલ્ય સહુ પ્રજા, સજા પણ સૌને સરખી,
સહેજે રહે મન સદા, હરીજન દેખી હરખી."

(કવિ હરજીવન).

તેની સ્ત્રીનું નામ રૂપસુંદરી હતું તે ઘણી રૂપાળી ને ગુણવાન હતી. રૂપસુંદરીનો શૂરપાળ નામે ભાઈ હતો તે શરીરે બહુ મજબૂત તથા લડવામાં બહાદુર હતો, અને બીજી ગમ દક્ષણમાં એજ વખતે ભૂવડ નામે રાજા કલ્યાણીમાં રાજ કરતો હતો. ત્યાં ગુજરાતનો શંકર નામે બારોટ જઈ પુહોંચ્યો અને તે રાજાની હજુરમાં ગયો. આ સમે ભૂવડ પોતાના રાજબાગમાં કચેરી ભરી બેઠો હતો. તેનો પાટવી કુંવર કરણ એક બાજુએ, અને બીજી બાજુએ તેનો પટાવત ચંદુ, કવિ કામરાજ, વગેરે દરબારીઓ હતા. શંકરે નમન કરી

રાજાને પોતાની બનાવેલી કવિતા ભેટ કરી, કવિની ચતુરાઈ જોઈ રાજા બહુ રાજી થયો, અને કોણ છે, ક્યાંથી આવ્યો, વગેરે ઘણી પૂછપાછ કરી. શંકરે કહ્યું હું ગુજરાતનો કવિ છું, એ મુલક અતિ રસાળ છે, અમારો રાજા જયશિખર બહુ બળવંત અને શાણો છે. રાણી રૂપસુંદરી એવી તો રૂપાળી છે કે પૃથ્વીની સપાટી ઉપર કોઈ તેની બરાબરી કરી શકે નહિ. રૂપસુંદરીનો ભાઇ શૂરપાળ બાવનવીર તેમજ વિવેકી છે.

"આપ પરાક્રમ કીધું અતિ,
પાર વિના પામ્યો જયપતિ;
જય પામ્યા બાકી ન જરી,
સૌ કહે માટે જયશિખરી.
રૂપસુંદરી સુંદર રૂપ,
પટરાણી પતિવ્રતા અનુપ;
વિર જેહને બુદ્ધિ વિશાળ,
શૂરવિર બળીઓ શૂરપાળ."

( કવિ હરજીવન ).

ભૂવડે પોતાના કવિઓને કહ્યું કે શંકરે જે કવિતા બનાવી છે, તેના જવાબમાં તમે એવીજ કવિતા બનાવો; પણ તેઓ કરી શક્યા નહિ. શંકરને રાજાએ શિરપાવ આપી વિદાય કર્યો. આ ભોળા બારોટે ગુજરાત અને તેના રાજા રાણીનાં વખાણ કર્યાં તેથી પોતાના દેશની ખરાબી થશે, એ તેને લગારે વિચાર આવ્યો નહિ. શંકરના

ગયા પછી ભૂવડે પોતાના અમીરોની સલાહ લેઈ ગુજરાત ઉપર ચઢાઇ કરવા ઠરાવ કર્યો. એનું લશ્કર બહુ મોટું હતું, અને એની પાસે ચંદ, ધ્વંદ, મીર, વીર, ધીર, વગેરે સોળ પટાવતો હતા, તેઓ રાજ્યના થંભ ગણાતા હતા, રાજા તેમને હમેશાં પોતાની પાસે રાખતો.

"મીર, ચંદ ને ધ્વંદ ભટ, વેદ સિંહ ને વીર,
સિંધુ, ગિરી, સામત, પટુ, ધીમત ધન્વી ધીર;
ભીમ, મા'રથી, એહ ભટ, સોળે સરખા શૂર,
સંગ્રામે અરિસેનને, જીતે તરત જરૂર".

એ જોદ્ધાઓને સાથે લેઈ મોટી ફોજ સાથે તેણે પંચાસર ઉપર ચડાઇ કરી, તેની જોડે ચાર હજાર તો લડાઈના રથ હતા; અને પગે ચાલનારા લશ્કરી માણસો એટલાં હતાં, કે તમે ગણી શકો નહિ. રસ્તામાં લૂટ ચલાવી ગામડાંઓ ઉજડ કરી તેઓએ આવીને પંચાસરથી છ મૈલ છેટે મુકામ કર્યો. અહિંથી તેઓ આસપાસના લોકોને ફરી લૂટવા લાગ્યા, અને હાથમાં જે કોઇ સ્ત્રી કે પુરૂષ આવે તેને કેદ કરી રાખતા. આ વાતની જયશિખરને જયારે ખબર પડી ત્યારે તેને ઘણો ગુસ્સો લાગ્યો. આ વખતે શૂરપાળ શૂરાએ શું કર્યું કે ચુપચુપ જયશિખરીને ખબર આપ્યા સિવાય એકદમ શત્રુ ઉપર રાતના તેણે ધસારો કર્યો. ઓચિંતો હુમલો થયાથી તે લોકો ગભરાઈ

અને નાઠા. શૂરપાળે ચંદની પાછળ દોડી તેને કાપી નાખ્યો, અને ધ્વંદને ઘાયલ કર્યો. શત્રુના લશ્કરમાંથી જેટલા માણસો પાછળ રહ્યા તે બધા ઘાસ કપાય તેમ ચપોચપ કપાઇ ગયા. આ હારની ખબર સાંભળી ભૂવડ બહુ ભયભિત થયો. પણ અંતે તેણે હિમ્મત રાખી. છ ગાઉ ઉપર પોતાના પટાવત મિહિરની છાવણી હતી ત્યાં ગયો અને પોતાના વિખરાઇ ગયલા માણસોને એકઠા કરી તેમને કહ્યું કે આજે તમને હઠવું પડ્યું, તેથી લેશભાર તમારે ઉદાશ થવું નહિ, કેમકે એ તો જીતની નિશાની છે. તમે જાણો છો કે આપણે તરવાર મારીએ છીએ તે પહેલાં હાથ પાછળ લઇએ છીએ, કારણ કે તેથી તે વધારે જોરથી પોતાનું કામ કરેછે. હવે તમે હિમ્મત રાખો, હું પોતે સરદાર થઈ મોખરે રહીશ, અને તમે તમારા મરી ગયલા બંધુઓનું વેર લેજો. આવી રીતે પોતાના લશ્કરને એકઠું કરી તેમને શૂર ચઢાવી પંચાસરને ઘેરો ઘાલ્યો. દુશ્મનનું મોટું લશ્કર આવતું જોઇને જયશિખરીએ નગરના દરવાજા બંધ કરાવ્યા. મિહિર કોટ ઉપર ચઢવા હુમલો લઈ આવ્યો, પણ શૂરપાળે તેને હઠાવ્યો. બાવન દહાડા સૂધી તેમણે જુદે જુદે ઠેકાણેથી હલ્લા કર્યા, પણ કાંઇ વળ્યું નહિ; ત્યારે શૂરપાળને લાંચ આપી પોતાની તરફ લેવા આકડાના દૂધ વડે કાગળ લખ્યો. શૂરપાળે કેસર લગાડી તે વાંચ્યો અને

જવાબ લખ્યો કે જે પાણી દૂધની જોડે મળી ગયું તે કદી જુદું પડનાર નથી.

"હે પાપી મૂરખ અરે લોભે નવ લલચાઉં,
ત્રણ લોક દે તોય પણ થૂંકી ચાલ્યો જાઉં;
થૂંકી ચાલ્યો જાઉં નથી હું લૂણહરામી,
જયશિખરી હું જોડ જન્મથી પ્રીતિ જામી;
એ પ્રીતિ પણ એક અરે કોણ શકે ઉથાપી,
લોભે નવ લલચાઉં અરે ઓ મૂરખ પાપી."

(કવિ હરજીવન).

મને ત્રણલોકનું રાજ મળતું હોય તોપણ હું પોતાના રાજાને તજી દઈ શત્રુને મદદ કરવાનો નથી. તમે સૂર્ખના સરદાર છો કે આવી રીતની ફોગટ આશા રાખી. આવી રીતનો જવાબ વાંચી ભૂવડે પોતાની આખી ફોજ સાથે એકદમ બીજે દહાડે હુમલો કરવા ઠરાવ કર્યો. તે રાત્રે બેઉ રાજાઓએ મહાભારતમાંથી કવિતાઓ ગવરાવી લશ્કરને જુસ્સો ચઢાવ્યો. પ્હો ફાટતાંજ બહુ મોટી લડાઈ થઇ; ધરતી ઉપર ઘોડાઓની દોડાદોડથી ધમધમાટ થઈ રહ્યો.

"ધણેણાટ ધણણણ ધમધમે,
ગજરાજ કોટે ઘૂઘરા;
હણહણાટ હય ત્યાં હણહણે,
ખણણાટ ખમખમ રથ ખરા;
ધમ ધમક ધમકે ઢોલડા,
ડેંડેં નગારાં ઠોર ત્યાં;

ઢઢુડાટ તોપો હડહડે,
ધડુડાટ ધનધન ઘોર ત્યાં."

(કવિ હરજીવન).

જયશિખરીનાં બહુ માણસો કપાઇ ગયાં અને તેણે જ્યારે જોયું કે હવે જીતાય તેમ નથી ત્યારે શૂરા શૂરપાળને સમજાવીને કહ્યું કે રૂપસુંદરી ગર્ભવંતી છે, માટે જે ઠેકાણે શત્રુ આવી શકે નહિ તે ઠેકાણે તું એને લેઇ જા; એમ તું નહિ કરીશ તો મારો વંશ નાશ પામશે. શૂરપાળને લડવાની તો બહુ હોંસ હતી પણ રાજાનો હુકમ થયો તેથી તેણે તે માથે ચડાવ્યો.

દોહરો.

"મનમાં રણપટ ખેલવા, ભાવ હતો ભલી ભાત;
પણ ડા'પણ આધિન થઇ, કબૂલ કીધી વાત.
ચિંતા કરતો ચતુર તે, બ્હેન લેઇને સાથ;
પૂર્વ ભણી પથે પડ્યો, હોંસે ઝાલી હાથ.
બળ કરી બાંધી બાકરી, પાણી પ્હેલી પાળ;
વચન વિવેકી પાળિયું; ધન્ય શૂર શૂરપાળ.

( કવિ ભાઇલાલ વિ. ).

અને બહુ ચિંતા સાથે બ્હેનને લેઇ રેવતાચળ પર્વત ભણી ગયો. આ લડાઇમાં અંતે જયશિખરી માર્યો ગયો, અને ભૂવડનો જય થયો. ગુજરાતમાં પોતાનો એક સૂબો નીમી ભૂવડ પોતાને દેશ ચાલ્યો ગયો.



# ૩. રૂપસુંદરીની વાત.

## વનમાં રૂપસુંદરીને ઘણું દુઃખ પડ્યું.

### દોહરો.

"દુઃખમાં દહાડા નિર્ગમે,
પત્ર કંદ ફળ ખાય;
ભજન કરે ભગવંતનું,
જેથી સંકટ જાય."

(કવિ હરજીવન).

તેને વારંવાર સંતાઈ રહેવું પડતું હતું. ભૂવડના માણસો તેને પકડવાને ચોતરફ શોધતા ફરતા હતા. અંતે એક ભીલડીએ આવી કહ્યું કે બ્હેન તું મારી જોડે આવી રહે. હું તારૂં જતન કરીશ. બીચારી રખડતી રાણીએ તે કબૂલ કર્યું. વૈશાખ શુદ્દ પૂનમે તેને પેટે એક સુંદર બાળકનો જન્મ થયો. આથી રૂપસુંદરીની ધારેલી ધારણા પાર પડી, અને તે બહુ હરખ પામી. કુંવરનો વનમાં જન્મ થયો તેથી વનરાજ નામ પાડ્યું. લાડમાં તેને બચપણના વખતમાં વનુભા કરીને કહેતા હતા. પોતાના સુખની દરકાર ન કરતાં હોંસે હોંસે તે તેનું પાલન પોષણ કરતી. બાળક છ મહિનાનું થયું ત્યારે એક જૈન જતિ ત્યાંથી ચાલ્યો જતો હતો; તેની નજર એક ઝાડની ડાળીની સાથે ઝોળી બાંધી હતી તેના ઉપર પડી. નિહાળીને જો-

તાં તેને રાજવંશી કુંવર જણાયો. પૂછપાછ કરતાં તેને માલૂમ પડ્યું કે એતો રાજા જયશિખરનો કુંવર છે. તેથી તે બાળકને તથા રૂપસુંદરીને પોતાને અપાસરે તેડી ગયો, અને બન્નેની સારી રીતે બરદાશ કરી. એ જતીનું નામ શીલગુણસુરી હતું. વનરાજનો મામો પણ તેની બહુ સંભાળ રાખતો અને લડાઈના હથિયારોનો ઉપયોગ કેમ કરવો તે તેને શીખવતો.



## ૪. વનરાજની વાત.

કહેછે કે "પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય." વનુભા નાનપણમાંજ પોતાનું બળ વાપરી બતાવતો. વળી તે બહુ અડપલો હતો. ધિંગાણું કરવામાં કસર રાખતો નહિ. એક ઠેકાણે ઉંદરો નુકસાન ન કરે તેની સંભાળ રાખવા જતિએ તેને કહ્યું હતું. ટીખળી વનુભાએ શું કર્યું કે જે જે ઉંદર આવે તેને પકડી પકડીને પછાડે. આ તમાશો જોઈ જતિને ખાતરી થઈ કે એ સાધુ થવાને લાયક નથી પણ લડાઈને લાયક છે. કોઈવાર સાપને પૂછડેથી ઝાલી લાવતો. કોઈવાર પોતાના ફળીઆના છોકરાઓને એકઠા કરી બીજા ફળીઆના છોકરાઓ ઉપર ચઢાઈ લેઈ જતો, અને ધીંગામસ્તી એટલી કરતો કે તેની માને ચિંતા થતી કે રખેને એનો જીવ જોખમમાં આવી પડે; પણ જે જતિને અપાસરે તેઓ રહેતાં હતાં તે એવે પ્રસંગે કહેતો કે, એ તો રાજકુંવરનાં લક્ષણ છે, તમારે જરા પણ ફિકર રાખવી નહિ. આવો હિમ્મતવાળો છે તેથીજ આપણે આશા બાંધી શકીએ છીએ, કે પોતાના પિતાનું રાજ પાછું મેળવી શકશે. અણહિલ નામનો એક ભરવાડ હતો તે પણ વનરાજને બહુ ઉપયોગી થઇ પડયો હતો. તીરકામઠાં વગેરે હથિયારો તેને લાવી આપતો, એટલુંજ નહિ પણ શિકાર કરવા પોતાની જોડે તે-

તાં તેને રાજવંશી કુંવર જણાયો. પૂછપાછ કરતાં તેને માલૂમ પડ્યું કે એતો રાજા જયશિખરનો કુંવર છે. તેથી તે બાળકને તથા રૂપસુંદરીને પોતાને આપાસરે તેડી ગયો, અને બન્નેની સારી રીતે બરદાશ કરી. એ જતીનું નામ શીલગુણસુરી હતું. વનરાજનો મામો પણ તેની બહુ સંભાળ રાખતો અને લડાઇના હથિયારોનો ઉપયોગ કેમ કરવો તે તેને શીખવતો.



## ૪. વનરાજની વાત.

કહેછે કે "પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય." વનુભા નાનપણમાંજ પોતાનું બળ વાપરી બતાવતો. વળી તે બહુ અડપલો હતો. ધિંગાણું કરવામાં કસર રાખતો નહિ. એક ઠેકાણે ઊંદરો નુકસાન ન કરે તેની સંભાળ રાખવા જતિએ તેને કહ્યું હતું. ટીખળી વનુભાએ શું કર્યું કે જે જે ઊંદર આવે તેને પકડી પકડીને પછાડે. આ તમાશો જોઈ જતિને ખાતરી થઇ કે એ સાધુ થવાને લાયક નથી પણ લડાઈને લાયક છે. કોઈવાર સાપને પૂછડેથી ઝાલી લાવતો. કોઇવાર પોતાના ફળીઆના છોકરાઓને એકઠા કરી બીજા ફળીઆના છોકરાઓ ઉપર ચઢાઇ લેઈ જતો, અને ધીંગામસ્તી એટલી કરતો કે તેની માને ચિંતા થતી કે રખેને એનો જીવ જોખમમાં આવી પડે; પણ જે જતિને અપાસરે તેઓ રહેતાં હતાં તે એવે પ્રસંગે કહેતો કે, એ તો રાજકુંવરનાં લક્ષણ છે, તમારે જરા પણ ફિકર રાખવી નહિ. આવો હિમ્મતવાળો છે તેથીજ આપણે આશા બાંધી શકીએ છીએ, કે પોતાના પિતાનું રાજ પાછું મેળવી શકશે. અણહિલ નામનો એક ભરવાડ હતો તે પણ વનરાજને બહુ ઉપયોગી થઇ પડ્યો હતો. તીરકામઠાં વગેરે હથિયારો તેને લાવી આપતો, એટલુંજ નહિ પણ શિકાર કરવા પોતાની જોડે તે-

તાં તેને રાજવંશી કુંવર જણાયો. પૂછપાછ કરતાં તેને માલૂમ પડ્યું કે એતો રાજા જયશિખરનો કુંવર છે. તેથી તે બાળકને તથા રૂપસુંદરીને પોતાને અપાસરે તેડી ગયો, અને બન્નેની સારી રીતે બરદાશ કરી. એ જતીનું નામ શીલગુણસુરી હતું. વનરાજનો મામો પણ તેની બહુ સંભાળ રાખતો અને લડાઈના હથિયારોનો ઉપયોગ કેમ કરવો તે તેને શીખવતો.



# ૪. વનરાજની વાત.

કહેછે કે "પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય." વનુભા નાનપણમાંજ પોતાનું બળ વાપરી બતાવતો. વળી તે બહુ અડપલો હતો. ધિંગાણું કરવામાં કસર રાખતો નહિ. એક ઠેકાણે ઊંદરો નુકસાન ન કરે તેની સંભાળ રાખવા જતિએ તેને કહ્યું હતું. ટીખળી વનુભાએ શું કર્યું કે જે જે ઊંદર આવે તેને પકડી પકડીને પછાડે. આ તમાશો જોઈ જતિને ખાતરી થઇ કે એ સાધુ થવાને લાયક નથી પણ લડાઈને લાયક છે. કોઇવાર સાપને પૂછડેથી ઝાલી લાવતો. કોઇવાર પોતાના ફળીઆના છોકરાઓને એકઠા કરી બીજા ફળીઆના છોકરાઓ ઉપર ચઢાઇ લેઈ જતો, અને ધીંગામસ્તી એટલી કરતો કે તેની માને ચિંતા થતી કે રખેને એનો જીવ જોખમમાં આવી પડે; પણ જે જતિને અપાસરે તેઓ રહેતાં હતાં તે એવે પ્રસંગે કહેતો કે, એ તો રાજકુંવરનાં લક્ષણ છે, તમારે જરા પણ ફિકર રાખવી નહિ. આવો હિમ્મતવાળો છે તેથીજ આપણે આશા બાંધી શકીએ છીએ, કે પોતાના પિતાનું રાજ પાછું મેળવી શકશે. અણહિલ નામનો એક ભરવાડ હતો તે પણ વનરાજને બહુ ઉપયોગી થઇ પડ્યો હતો. તીરકામઠાં વગેરે હથિયારો તેને લાવી આપતો, એટલુંજ નહિ પણ શિકાર કરવા પોતાની જોડે તે-

ડી જતો. એ ભરવાડ તેમજ પોતાના મામા શૂરપાળની મદદથી તેણે એક નાનું લશ્કર ભેગું કર્યું.

ચોપાઈ.

તેર વરસનો લઠ્ઠ કુમાર, લાગે જોતાં વરસ અઢાર;
મામા સાથે ઘોડે ચડે, અતળી બળ શત્રુશું અડે.

આ ફોજનો ઉપયોગ કરવાની તક વનરાજને સારી હાથ લાગી.

ઘણી દોલત ગુજરાતની, ભૂવડ મંત્રિ ભરી એહ;
જોઇ પંચાસરથી જતો, કલ્યાણી ગમ તેહ.
વનરાજે મન જાણિયું, આવ્યો આજે લાગ;
ખૈ જાએ કાં ખાંતથી, શિયાળ સિંહનો ભાગ.
ભીરૂ લઈ ભડ જૂથમાં, મંત્રી માર્યો ઠાર;
લૂટી લીધું ધન બધું, રાખ્યું નહિ તલભાર.

( કવિ ભાઇલાલ વિ. ).

ગુજરાતની તમામ પેદાશ ભૂવડ રાજાએ પોતાની કુંવરીને નામે કરી દીધી હતી. એક દહાડે એક વર્ષની ઉપજના પૈસા કુંવરીને પહોંચાડવા માટે ભૂવડના માણસો લેઇ જાયછે એવી તેને ખબર પડી કે તરતજ તેણે પોતાના નાનકડા લશ્કરને લેઇ તેમના ઉપર હુમલો કર્યો અને બધું નાણું લેઈ લીધું. નાણું હાથમાં આવ્યું એટલે તેને બધાં સાધન હાથ લાગ્યાં. મોટા મોટા પગાર આપી જોઇતી ફોજ એકઠી કરી તેમને હથિયારો

પૂરાં પાડી શત્રુઓને હાંકી કાઢી નવેસરથી પોતાનું રાજ સરસ્વતિ નદીને તીરે સ્થાપ્યું. પોતાના મદદગાર અણહિલ નામના ભરવાડે વગડામાં રસ્તાઓ બતાવી કેટલીક ઉપયોગી ખબર આપી સેવા બજાવી હતી, તે ઉપરથી પોતાની રાજનગરીનું નામ અણહિલવાડ પાડ્યું.

"એ માટે અણહિલનો, માની ગુણ મહારાજ;
બોલ્યો સાંભળ બંધવા, હું કહુંછું તુજ કાજ.
અતોલ માનું આ સમે, પંથ બતાવણ પાડ;
માટે વ્હાલો તું મને, ભ્રાત સમો ભરવાડ.
નગર વસાવીશ હું નવું, આપીં નામ અણહિલ;
નામ અવિચળ તાહરૂં, કરતાં ધરૂં ન ઢીલ."

(કવિ હરજીવન).

એ નગરને હાલ સિદ્ધપુરપાટણ કહેછે. શ્રીદેવી નામની શ્રીમાલપુર નગરના શેઠની દીકરીએ એની પરોણાગત કરી હતી, તેને હાથે ગાદી ઉપર બેસતી વેળાએ તિલક કરાવ્યું.

"રાજગાદી વનરાજને, કર્યું મહુરત જે કાળ;
શ્રીદેવીએ આવીને, કીધું તિલક કપાળ."

(કવિ હરજીવન).

અને તેને સાત ગામ બક્ષિસ આપ્યાં. શ્રીદેવીએ એકવાર પોતાને ઘેર વનરાજને જમાડ્યો હતો, અને પરોણાચાકરી કરી હતી તેથી બેઉ વચ્ચે ઓળખાણ થયું હતું. વનરાજ તેને ધર્મ

બ્હેન ગણુતો હતો. વનમાં રાજકુમારનો કારભારી ચાંપો હતો. આ વાણીઆને પોતાનો પ્રધાન બનાવ્યો. હવે ચાંપાની જોડે પ્રથમ પિછાણ કેમ થઇ તે તમને કહી સંભળાવું.

એક વખત વનરાજે તેને વગડામાં રોકયો.વાણીઆએ ગુસ્સે થઇ પોતાની પાસેનાં પાંચ બાણોમાંથી બે બાણ ભોંય ઉપર ફેંકી દીધાં. ત્યારે વનરાજે પૂછ્યું કે તમે આમ કેમ કર્યું. તે બોલ્યો "તમે ત્રણ જણ છો અને બાણ પાંચ છે માટે બે વધારે હતાં તે મેં ફેંકી દીધાં." આ જવાબથી વનરાજને લાગ્યું કે આ પુરૂષ ચતુર છે અને તેની જોડે હિમ્મતવાળો છે તેથી તેણે પોતાનો કારભારી કરી રાખ્યો.

એ મંત્રીએ પાછળથી પાવાગઢની પાસે નગર વસાવ્યું, તેને ચાંપાનેર કહેછે.

"ચાંપો નિમ્યો ચાવડે, પ્રધાન બંધવ પેર;
જેણે નૃપના જોરથી, વાસ્યું ચાંપાનેર."

(કવિ હરજીવન).

અણહિલપુરમાં રાજ સ્થાપ્યા પછી વનરાજે સાઠ વરસ રાજ કર્યું. ભીમદેવ સિવાય આટલાં વરસ સૂધી ગુજરાતના બીજા કોઇપણ રાજાએ રાજ કર્યું નથી તે બહુ સદ્ગુણી રાજા હતો.

"ચૌદ લોકમાં ચાવડો, વખણાયો વનરાજ;
છેવટ સર્ગે સંચર્યો, કરીને ઉજળાં કાજ."

એના પછી એનો દીકરો યોગરાજ ગાદીએ આવ્યો.

અણહિલવાડ પાટણમાં વનરાજનું પૂતળું હજુ સુધી છે અને તે ઉપરથી ચિતારેલું ચિત્ર જૂઓ પાસેના પાના ઉપર છે. એણે ઘાલેલાં ઘરેણાં જોઈ તમને અચંબો લાગશે. હાથે કડાં છે, પગે તોડા, અને કોટમાં એણે કંઠો પહેરેલો છે. વળી કાનમાં જૂઓ કુંડળ છે. તમને હસવું તો આવશે પણ યાદ રાખવું કે તે વખતે એવો ચાલ હતો, અને હાલ પણ કોઇ કોઇ રાજા આવી રીતનો શણગાર થોડો ઘણો કરેછે.



## ૫. યોગરાજની વાત.

વનરાજે તેને પોતાની સાથે રાખી ગુજરાતના કેટલાક ભાગમાં મુસાફરી કરી હુશિયાર કર્યો. તે શ્રીનગરની સગુણદેવી જોડે વર્યો. એ રાજા તીર મારવાનું કામ સારૂં જાણતો હતો.

"સર્ગે ગયો વનરાજ સુધર્મી, યોગરાજ સુત જાણ રહ્યો;
તે ગુજરાતની ગાદીએ બેઠો, થીર ધીરજધીર જેહ ગયો.
દાને પૂરો રણમાં શૂરો, કાવ્યકળામાં કુશળ હતો;
જુદ્ધકળામાં જાણ હતો, વળી બાણવતો નરતુલ્ય હતો."

(કવિ હરજીવન).

વળી તે એટલો ભણેલો હતો કે એક ગ્રંથ એણે રચ્યો હતો. એ રાજા બહુ ન્યાયી હતો. એક સમે કોઇ પરદેશીએ વેપાર અર્થે કેટલાક વહાણ આણ્યાં હતાં.

પાટવીકુંવર ખેમરાજને એ બાબતની ખબર પડ્યાથી પોતાના બે નાના ભાઇને સાથે લેઇ કેટલાક સિપાઇઓ જોડે રાખી પેલા વેપારીનો માલ લૂંટી લીધો.



"પરદેશી વેપારીનાં વડાં, વહાણુ કો વાર;
પવનવેગથી આવિયાં, સોમનાથમાં સાર.
બંદરપર બે ભઇ તથા, ખેમરાજ રહી સાથ;
વા'ણુ લૂટયું વેપારીનું, દીસ્યો ચૌરા હાથ."

(કવિ ભાઇલાલ વિ. ).

આ વાત જયારે યોગરાજે સાંભળી ત્યારે તે બહુ દિલગીર થયો. કુંવરને તેડાવી તેને ઠપકો દીધો, અને કહ્યું કે ચાવડા રજપૂતો લૂટારા ગણાય છે તે કલંક કાઢી નાંખવા હું બહુ બહુ મથું છું; અને તેં મારી બધી મહેનત ઉપર પાણી ફેરવ્યું. આવી રીતે ક્રોધના શબ્દો કહ્યા, અને પેલા વેપારીને બધો માલ પાછો અપાવ્યો.

આ ઠેકાણે તમને જરૂરની બાબત એ કહેવાની છે કે ચાવડા શબ્દ "**ચોર**" ઉપરથી નીકળ્યો છે. ચોર ઉપરથી "**ચૌરા**" અને તે ઉપરથી **ચાવડા.** એણે દેશ વધાર્યો, અને રાજની ઉપજ પણ વધારી. હવે આપણે એક મોટી છલંગ મારીએ. વચ્ચેના ચાર રાજા કુદાવી, ચાવડા વંશના છેલ્લા રાજાની વાત કરીએ.



## ૬. સામંતસિંહની વાત.

એ રાજામાં અકલ ઓછી હતી અને તે ઢચુપચુ મનનો હતો. રાજકાજ બરાબર કરી જાણતો નહોતો. એને ઘોડો ફેરવવાનો બહુ શોખ હતો. એક વખતે પોતાનો કીમતી ઘોડો ફેરવતો હતો તે વખતે કલ્યાણીના રાજા ભૂવનાદિત્યનો કુંવર રાજ ત્યાં આવી ચડચો. સામંતસિંહે પોતાના ઘોડાને ચાબુક મારી, તેથી ખેદ પામી કુંવર હં! હં! બોલી ઉઠચો. રાજાએ તે શબ્દ સાંભળતાં તેને બોલાવી કારણ પૂછ્યું; કુંવરે કહ્યું કે ઘોડાની આવી સુંદર ચાલ છતાં આપે વગર કારણે ચાબુક લગાવી તેથી મારૂં દિલ દુઃખાયું એ સિવાય બીજું કારણ નથી. આ જવાબ સાંભળી રાજાએ તેને પોતાનો ઘોડો કેળવવા આપ્યો, એ હુનર કુંવર અચ્છી રીતે જાણતો હતો તેથી પોતાની અચરજ પમાડે તેવી ચાલાકી બતાવી રાજાને તેમજ દરબારીઓને ખુશ ખુશ કરી નાખ્યા.



આવી રીતે પોતાની હુશિયારીથી રાજાને બહુ વહાલો થઇ પડ્યો. રાજા પણ પોતાના મનમાં એમ સમજ્યો કે મને એક ખરૂં રત્ન સાંપડ્યું છે, છેવટ એની મહેરબાની એટલી બધી થઇ કે પોતાની બ્હેન લીલાદેવીને તેની સાથે મોટા માન સહિત પરણાવી, એને એકાદ વરસ પછી પુત્ર જન્મ્યો. તેનું મૂળરાજ નામ પાડ્યું, કેમકે તેણે **મૂળ નક્ષત્રમાં** જન્મ ધર્યો હતો. મૂળરાજ જરા મોટો થયો ત્યારે સામંતસિંહે એક દિવસ દારૂની કેફમાં મૂળરાજને ગાદી ઉપર બેસાર્યો.

"સામંતસિંહે દારૂ પાન, અતિ કરીને થયો બેભાન;
પિત્રાઇ કાને વાત ન કીધ, મૂળદેવને ગાદી દીધ."

(કવિ હરજીવન).

જ્યારે તેને શુદ્ધિ આવી ત્યારે ઉઠાડી મૂક્યો. ફરીથી પણ તેણે એકવાર એમજ કર્યું. તે વેળા મૂળ-રાજે લાગ જોઇ પોતાના મામાને ગાંડો ઠરાવી મારી નાંખ્યો, અને પોતે ગાદી ઉપર બેઠો.



## ૭. મૂળરાજની વાત.

સામંતસિંહ પછી મૂળરાજ ગાદીએ બેઠો. આસપાસના રાજાઓએ તેને નબળો ધારીને ગુજરાતનું રાજ્ય લેઈ લેવાનો વિચાર કર્યો. ઉત્તર દિશાએથી નાગોરના રાજાએ ચઢાઈ કરી. નાગોરને હાલ અજમેર કહેછે. દક્ષિણ તરફથી તૈલંગણના રાજા તૈલપે પોતાના એક સરદારને ચઢાઈ કરવા મોકલ્યો.

મૂળરાજે એમ ધાર્યું કે હાલ વરસાદના દહાડા છે માટે અજમેરનો રાજા પૂરતું અનાજ મેળવી શકશે નહિ, તેથી પોતાની મેળે કંટાળીને ચાલ્યો જશે.

આવી ધારણાથી કચ્છમાં આવેલા કંથકોટ નામના કિલ્લામાં સંતાઈ બેઠો; પણ તેણે જે આશા રાખી હતી તે પાર પડી નહિ. નાગોરનો રાજા આખું ચોમાસું રહ્યો અને પછી લઢાઈ ચાલુ કરી. આ જોઇ મૂળરાજે પોતાના સામંતોની સલાહ લેઇ શત્રુની ફોજને નાણાં આપીને પાછી કાઢી. આવી રીતે એક પીડા પતી તેથી મૂળરાજને હિમ્મત આવી, અને સારી પેઠે તૈયારી કરી બીજા શત્રુની જોડે લડ્યો, અને તૈલંગણના રાજાની મોકલેલી ફોજને વીખેરી નાખી. આવી રીતે બંને શત્રુઓના ભયથી છૂટો થયા પછી મૂ-

ળરાજે ધર્મ સ્થાનકો બંધાવવા તરફ પોતાનું મન લગાડ્યું. સિદ્ધપુરમાં રૂદ્રમાળ નામનું દેવાલય બંધાવવાનો આરંભ કર્યો, પણ તેટલામાં એણે સાંભળ્યું કે સોરઠનો રાજા ગ્રહરિપુ સોમનાથની જાત્રાએ જનાર જાત્રાળુઓ ઉપર જુલમ કરેછે, તેથી તેના ઉપર ચઢાઈ કરવાની તૈયારી કરી; તેની સાથે શીલપ્રસ્થનો રાજા જે ચતુર કામઠીઓ ગણાતો હતો તે, અને મારવાડનો રાજા લશ્કર લેઇ જોડાયા.

બનારસનો રાજા અને આબુના પરમાર પણ મદદ માટે સાથે ગયા. બીજી તરફ કચ્છનો કીર્તિવંત રાવ લાખો ફૂલાણી પોતાના મિત્ર ગ્રહરિપુની મદદે મોટી ફોજ સાથે આવી મળ્યો. વળી જે રાજાઓ સોરઠના ખંડીઆ ગણાતા હતા તેઓ તેમજ સિંધનો રાજા તેની કુમકે આવ્યા. કાઠિયાવાડમાં આવેલા આડકોટ આગળ મોટી લઢાઈ થઈ તેમાં ગ્રહરિપુ હાર્યો ને લાખો ફૂલાણી માર્યો ગયો. આથી બેવડું કારજ સર્યું કેમકે લાખાએ મૂળરાજના બાપ રાજને મારી નાખ્યો હતો તેનું પણ વેર લેવાયું.

આ ઠેકાણે તમને કહેવાની જરૂર છે કે ઉપર જે સોરઠ દેશનું નામ આવેલું છે તેને હાલ કાઠિયાવાડ કહેછે, અને તે વખતે રાજધાની વામનસ્થળીમાં હતી. હાલ તેમે વંથળી કહેછે.

તો. તેણે જગન કરવા માટે ઉત્તરેથી બ્રાહ્મણોને બોલાવ્યા; તેઓ પાછળથી ઔદિચ્ચ કહેવાયા. તેણે પ્રશ્ચાતાપ ઘણો કર્યો, અને તે બહુ તીર્થ ફર્યો. એણે દેવાલયો બંધાવ્યાં તેમાં રૂદ્રમાળ પ્રસિદ્ધ છે.

"ખૂનીને નિદ્રા નહિ, ઝંપ નહિ તલભાર;
પાપચિત્ર ચક્ષુ પ્રતિ, રહી દે દુઃખ અપાર.

તે પસ્તાવાનો ભરેલો હતો તેથી બ્રાહ્મણોને જબરો તડાકો પડ્યો. કેટલાક બ્રાહ્મણોને સિહોર દાનમાં આપ્યું. એવી રીતે ઘણાક બ્રાહ્મણોને દાન મળ્યું. માત્ર છ બ્રાહ્મણોએ જેવું તેવું દાન કબૂલ કરવાની ના પાડી તેથી રાજાએ કાલાવાલા કરી તેમને સ્તંભતીર્થ નામનું સુંદર શહેર આપ્યું. હાલ એ ખંભાત કહેવાય છે.

એના વખતમાં કચ્છ દેશ જીતી લેવાયો હતો, અને દક્ષિણમાં છેક સંહ્યાદ્રી પર્વત સૂધી એણે જીતનો વાવટો ફરકતો કીધો હતો. અનેક પ્રકારનું પુન્યદાન કર્યાં છતાં તેના મનની સમાધાની ન થવાથી રાજ્ય પોતાના પુત્ર ચામુંડને સોંપી સિદ્ધપુરમાં જઈ પોતે વસ્યો. અને જીવતરના બાકીના દહાડા ત્યાં ગુજાર્યા.



## ૯. ભીમદેવની વાત.

એના વખતમાં સૌથી અગત્યનો બનાવ એવો બન્યો કે **સુલતાન મહમૂદ ગિઝનવીએ** ઇ. સ. ૧૦૨૪ માં ગુજરાત ઉપર સ્વારી કરી.

હિંદુસ્તાનની ઉત્તરે હિમાલય પર્વત છે તે તમે સારી પેઠે જાણોછો પણ વાયવ્યકોણમાં એજ પર્વતનો થોડો ભાગ છે તે તમે ધ્યાનથી જૂઓ. હવે આ જૂઓ એની પેલી મેર અફ્ઘાનિસ્તાન છે. એ બે દેશની વચ્ચે માત્ર પર્વત છે. એ દેશમાં તે વખતે મહમૂદ બાદશાહ હતો. એની રાજનગરી ગિઝની હતી તે ઉપરથી તેને મહમૂદ ગિઝનવી કહેછે. ત્યાંના લોકોને અફ્ઘાન કે પઠાણ કહેછે. વળી કાબૂલી પણ કહેછે. હિંદુસ્તાનથી મસ માલ ઊંટો ઉપર લાધીને અહીંના લોકો લેઇ જતા તેથી તેમજ બીજા આવજાવ કરનારા લોકોને પૂછ્યાથી તેને માલૂમ પડ્યું કે હિંદુસ્તાનમાં બહુ દોલત છે તેથી અનેક ચઢાઇઓ આ દેશ ઉપર તેણે કરી; અને આ એક હઝાર ચોવીસની છેલ્લી હતી.

ભીમદેવ મુસલમાનના મોટા લશ્કરની જોડે લડવાને સમર્થ નહિ હોવાથી કંથકોટના ગઢમાં ભરાઇ બેઠો. આથી ગિઝનીનો સુલતાન અણહિલવાડનો માલિક થયો. આ ફતેહ થયા પછી

મહમૂદે સોમનાથને ઘેરો ઘાલ્યો. પહેલે દહાડે તો ત્યાંના રહેવાશીઓએ હિમ્મત રાખી ટક્કર ઝીલી, પણ બીજે દહાડે તેઓ ઢીલા પડી ગયા. તેઓ મૂર્તિ આગળ રડવા લાગ્યા, અને પોતાનો બચાવ કરવા સારૂ પ્રાર્થના કરવા લાગ્યા. આ તકનો લાભ લઈ મહમૂદ કેટલાક લશ્કરી માણસો સાથે નીસરણી મૂકી કોટ ઉપર ચઢ્યો, પણ રજપૂતો રક્ષણઅર્થે જથાબંધ આવી પહોંચ્યા, તેથી મુસલમાનોને પાછા હઠવું પડ્યું. ત્રીજે દિવસે ભીમદેવ અને દુર્લભસેન સોમનાથનો બચાવ કરવા માટે આવ્યા. આથી રજપૂતો બહુ જોરમાં આવ્યા પણ મહમૂદે જાતે પોતાના લશ્કરને હિમ્મત આપી એવો તો જોશભરેલો હુમલો કર્યો કે ઘણા રજપૂતો કપાઈ ગયા, અને કેટલાક નાશી ગયા. આ પ્રમાણે સોમનાથપાટણ તથા આસપાસનાં પરગણાંનો કબજો મહમૂદને હાથ આવ્યો. મહમૂદે સોમનાથની મૂર્તિના ચાર કડકા કર્યા, તેમાંનો એક કડકો તેણે પોતાની મસીદના પગથીઆમાં ચણાવ્યો. એક મક્કે અને બીજો મદીને મોકલ્યો, ને ચોથો પોતાના મહેલના દરવાજામાં ચણાવ્યો.

એકવાર ભીમના ભરોંસાવાળા માણસોએ આવી તેના વખાણ કરી કહ્યું કે ધરતી ઉપર માત્ર બે રાજા તમારી કીર્તિનો ધિક્કાર કરેછે. એક સિંધનો રાજા અને બીજો ચેંદીનો રાજા. સિંધનો રાજા ક-

હેછે કે એકવાર ભીમની ખબર લઇશ. આ વાત જ્યારે તેણે સાંભળી ત્યારે પોતાના મંત્રીને બોલાવી તે વિષે વિચાર ચલાવ્યો.

અંતે એવું ઠર્યું કે પહેલા સિંધ ઉપર ચઢાઇ લઇ જવી. તમો જાણતા તો હશો કે સિંધ પ્રાંત મુંબઈ ઈલાકાની ઉત્તરમાં છે, અને તેની જોડાજોડ પંજાબ છે. ત્યાં પાંચ નદીઓ એકઠી મળેછે, તેથી દરિયો બની રહેછે. આ સંગમ આગળ જ્યારે ભીમની ફોજ આવી ત્યારે તેમણે પાસેના પર્વતને તોડી તોડીને તેમાંથી મોટા મોટા પત્થર લઇને પૂલ બનાવ્યો, અને ચોમેરથી લાકડાં માટી એકઠાં કરી એ કામમાં વાપર્યાં. કામ પૂરૂં થયું, ત્યારે ભીમે તપાસ્યું ને સારૂં કામ જોઈ બહુ હરખાયો. સૌને ખુશી કરવા સાકર તથા મીઠાઈ વહેંચાવી. તે પછી પૂલ ઓળંગી સિંધમાં દાખલ થયો, અને ત્યાંના રાજા જોડે લડયો. ભીમદેવ લડવામાં બહુ કુશળ હતો, તેથી સામી બાજુના લશ્કરમાંથી ઘણા માણસો પકડી લેઇ તેણે એકદમ સિંધના રાજા ઉપર હલ્લો કર્યો, અને તેને પોતાના કબજામાં લઇ લીધો. એ રાજાએ જ્યારે તાબેદારી કબૂલ રાખી ત્યારે તેને છોડયો. ભીમદેવ સિંધમાં હતો તે વખતે માળવાના ભોજરાજાનો સરદાર કુળચંદ્ર ગુજરાત ઉપર ચઢી આવ્યો હતો અને તેણે અણહિલ્લપુર લૂટીને પોતાની જીતની એંધા-

ણી દાખલ રાજમહેલના દરવાજા આગળ કોડીઓ દટાવી હતી. એ વખતે સાંતુ પ્રધાન અણહિલપુરમાં હતો પણ તેની પાસે બચાવ કરવાને સાધન નહોતાં. આ જીત થયા પછી ભીમે ચેંદી ※ ઉપર ચઢાઈ કરી. તે દેશના રાજા કુરણે જ્યારે ચઢાઇની વાત સાંભળી ત્યારે તેણે પણ લડવાની તૈયારી કરી. ભીમદેવ જ્યારે ત્યાંના રાજનગરની પાસે આવ્યો, ત્યારે પોતાનો એક વિશ્વાસુ માણસ દામોદર કરીને હતો તેને ત્યાંના રાજા તરફ મોકલી કહાવ્યું કે તમો ડાહ્યા હો તો ખંડણી ઝટ આપો, નહિ તો તમારા મુલકની ખરાબી થશે. દામોદરે એ સંદેશો જઈને કહ્યો ને તેની સાથે એમ પણ કહ્યું કે ભીમ બહુ બળવાન છે. અયોધ્યા, કાશી, તેલીંગ વગેરે ઘણા દૂર દૂરના રાજાઓએ એની તાબેદારી કબૂલ કરીછે. કુરણે જોયું કે એવા રાજાની સામે થવામાં સાર નથી, તેથી થોડી ભાંજગડ કર્યા પછી ખંડણી આપવાનું કબૂલ કર્યું. તેણે કેટલીક કીમતી ચીજોનું નજરાણું મોકલ્યું, અને માળવાના રાજા ભોજ પાસેથી તેણે જે સોનાની પાલખી લીધી હતી તે પણ ભેટ આપી. આથી ભીમદેવ સંતોષ પામ્યો, અને સલાહની શરતો કબૂલ રાખી, અણહિલ્લવાડ પાછો આવ્યો. નગરના લોકોને જ્યારે ફતેહની ખબર પડી ત્યારે તેઓ બનીઠણી સામા

※ ચેંદી અથવા દાહેલ જબલપુરની નજીક તેની પશ્ચિમે છે.

ગયા, કેમકે એના વખતમાં લૂંટફાટ થતી નહિ તેથી પ્રજાની પ્રીતિ તેણે સંપાદન કરી હતી.

આ વખતે ઉજ્જનની ગાદી ઉપર મુંજ હતો. એ કેવો ઘાતકી તેમજ નગુણો રાજા હતો અને એનાં નઠારાં કૃત્ય બદલ એના કેવા બુરા હાલ થયા તે જાણવાજોગ છે. તેનાં લગ્ન ભીમદેવની પુત્રી વેરે થયાં હતાં. એક વેળા રાજા રાણી એકાંતે બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. તે દરમ્યાન રાજાએ રાણીનાં પીએરીઆંના સંબંધમાં કાંઈક હાંસી ભરેલું બોલી મ્હેણાં માર્યાં. આથી રાણીને બહુ ખોટું લાગ્યું. અને તે ઉપરથી રાણીએ ઉત્તર વાળ્યો કે મારા પિતા તો દોષથી ભરેલા છે પણ તમે પોતાની જાતનો વિચાર કયાં કરોછો. સિંહદત્તના ખરા પુત્ર તમે છો ? આ સાંભળી રાજા ક્રોધથી ગાંડા જેવો બની ગયો. તેણે વિચાર્યું કે ખરેખર સ્ત્રીના પેટમાં છાની વાત ન રહે. લોકો એમ કહેછે તે ખોટું નથી. ગુસ્સાના જોરમાં તરવાર લઈ તેનું મસ્તક છેદી નાંખ્યું. વગર વિચારની મશ્કરી તથા મેણાં ટોણાથી કેવી રીતનાં માઠાં ફળ થાયછે તે આ ઉપરથી તમને જણાશે. હવે એ કેવો નગુણો હતો તેની વાત સાંભળો. તે જ્યારે બાળક હતો ત્યારે માળવાના રાજા સિંહભટ્ટને મુંજ નામના ઘાસમાંથી મળી આવ્યો હતો. રાજાને પુત્ર નહોતો તેથી તેને દત્તક કરી રાખ્યો અને મુંજ તેનું નામ રાખ્યું. બહુ મસ-

તાથી તેને પાળી પોષી મોટો કર્યો. પાછળથી તેને પુત્ર સાંપડ્યો છતાં મરતી વેળાએ મુંજને ગાદીનો વારસ ઠરાવ્યો પણ તેને ભલામણ કરી કે ભાઈ સીંધલને પ્રીતિથી પાળજે. ઘાસમાં કેવી રીતે ખડેલો પડેલે જડી આવ્યો હતો તે સઘળું તેને કહી સમજાવ્યું. એ રાજાના મરણ પછી મુંજ ગાદી ઉપર આવ્યો પણ તેના ઉપકાર ભૂલી જઇ સીંધલને દેશનિકાલ કર્યો. પણ તેને ફરી બીક લાગી કે કદાચ એ છૂટો હશે તો રાજ લેઇ લેશે તેથી તેને પકડી મંગાવી આંખો કહાડી લીધી. ભલાઇનો આ બદલો જૂઓ !!! હજુ એનાં કરતૂક સાંભળો.

મુંજને કોઇ જોશીએ એમ કહ્યું હતું કે તારા કુંવરને ગાદી મળવાની નથી. તે ઉપરથી એણે એવો વિચાર કર્યો કે મારા ભાઈ સીંધલના દીકરા ભોજને મારી નંખાવું, તો મારા દીકરાને ગાદી મળે. હવે સીંધલનો દીકરો બત્રીશ લક્ષણો હતો; અને તેની સાથે મહા પંડિત ને બુદ્ધિમાન હતો. ભણીગણી બોતેર કળામાં કુશળ થયો હતો. દેખાવે બહુ રૂપાળો હતો. મુંજે કેટલાક મારાઓ બોલાવી હુકમ આપ્યો કે મધરાતના એ કુમારને વનમાં લઈ જઈ મારી નાંખો. જ્યારે રાતના બાર વાગ્યાનો વખત થયો ત્યારે મારાઓ ભોજને લઇને રણમાં ચાલ્યા. જ્યાં મુદ્દલ વસ્તી નહિ તેવે સ્થળે લઈ જઈ તેને કહ્યું કે હુ-

વે તમારા ઈષ્ટદેવને સંભારી લ્યો. રાજાએ તમને મારી નાંખવા અમને આજ્ઞા આપી છે. અમે દિલગીર છીએ પણ હુકમ આગળ લાચાર. ભોજની આંખો પાણીથી ભરાઈ આવી તોપણ તેણે હિમ્મત રાખી પોતાના શરીરમાંથી લોહી કાઢી એક પાંદડા ઉપર શ્લોક લખ્યો. તેમાં એમ લખ્યું કે મોટા સૂર્યવંશી ને ચંદ્રવંશી રાજાઓની સંગાત પૃથ્વી ગઈ નથી તો હે રાજન્ તારી સાથે શું પૃથ્વી લઇ જવાનો છે? એ કુંવરની ચાલાકી જોઈ મારાઓને તેના ઉપર બહુ દયા આવી. વળી તેમને એમ વિચાર થયો કે કાલે કદી રાજા પસ્તાશે અને કુંવરને જીવતો દેખવા ઇચ્છશે. માટે આપણે હરણની આંખો લઇ જઈ કુંવરને મારી નાંખ્યાનું જાહેર કરીએ. આ પ્રમાણે જ્યારે તેમણે કર્યું, અને ભોજનો શ્લોક રાજાને જઈને આપ્યો, ત્યારે તે વાંચીને રાજા બહુ ખેદ પામ્યો, અને રડવા લાગ્યો. રાજાને રડતો જોઈ પેલા લોકોએ ખરી વાત કહી દીધી. આ સાંભળી રાજા બહુ રાજી થયો, અને તેને બોલાવી પોતાનો વારસ ઠરાવ્યો. ભોજ બહુ પ્રતાપી રાજા થયો. તે મોકળે હાથે દાન તથા બખશિશ આપતો. કોઇને નિરાશ કરતો નહિ. વળી એવો વિદ્વાન હતો કે તેણે પોતાને હાથે ઘણા ગ્રંથો રચેલા છે. કવિઓની ઉપર પૂરી કૃપા રાખતો અને તેમના કોડ પૂરા કરતો. હવે મુંજની શી અવસ્થા થઈ તે

ઉપર ધ્યાન આપો. તેણે તૈલંગણના રાજા ઉપર ચડાઈ કરવા તૈયારી કરી. તેના પ્રધાને બહુએ સમજાવ્યો કે એમાં ફળ કંઇપણ નથી પણ તેણે માન્યું નહિ. તે લડાઈમાં હાર્યો અને કેદ પકડાયો. ત્યાંના રાજાએ સાત દહાડા સુધી ખાવા પીવાનું કંઇ આપ્યું નહિ. આખા શેહેરમાં ઘેરઘેર તેને ભીખ માગવાની ફરજ પાડી, અને છેવટ તેને ફાંસીને લાકડે લટકાવ્યો. એના પછી ભોજ ગાદીપતિ થયો.

જે વખતે ગુજરાતમાં દુકાળ પડયો અને ભીમ બહુ ચિંતામાં હતો તે વખતે ભોજ રાજા ગુજરાત ઉપર ચઢાઈ કરવાને તૈયારી કરવા લાગ્યો. ભીમને જ્યારે એ વાતની ખબર પડી ત્યારે તેણે દામર અથવા દામોદર નામના એક ચાલાક કારભારીને સંધિ કરવા મોકલ્યો. દામર માળવા દરબારમાં ભોજ પાસે ગયો. દામરને દેખી ભોજે પૂછ્યું. તમારો વાળંદ કેમ છે અને શું કરેછે? દામર સમજ્યો કે ભીમ વિષે પૂછેછે તેથી તેણે તરત જવાબ આપ્યો કે આનંદમાં છે. એણે ઘણાક રાજાનાં માથાં સૂડી નાંખ્યાં છે. માત્ર એકજ બાકી છે તે પણ થોડા વખતમાં મૂંડી નાખશે. આ સાંભળી ભોજના ક્રોધમાં વધારો થયો, અને તરત લડાઈ કરવા સજ થયો. પણ દામરે યુક્તિથી તેને સમજાવી દીધો ને લડાઈ કરવાનું બંધ રખાવ્યું. જ્યારે ભોજની કીર્તિ પૃથ્વી ઉપર જગે જગ ફેલાઇ ત્યારે કા-

શીના રાજા કરણને અદેખાઇ ઉપજી. પણ તે એકલો ભોજ સામે લડી શકે તેવો સમર્થ નહોતો તેથી તેણે ભીમની જોડે ભળી જઈ એવું નક્કી કર્યું કે પશ્ચિમ તરફથી ભીમ ચઢી આવે અને તેજ વખતે ઉત્તરેથી કરણ ચઢી આવે. આવી રીતે જ્યારે ઉજ્જન નગરી ઉપર બેવડી ધાડ આવી અને લડાઇની તૈયારીઓ થતી હતી તેવામાં બનાવ એવો બન્યો કે ભોજ મરણ પામ્યો. કરણે ધારાનગરી લૂંટી અને બધો માલ પોતેજ રાખ્યો. ભીમને ભાગ ન મળ્યો તેથી બેઉ વચ્ચે લડાઈ થઈ, પણ જ્યારે માળવાની ઉપજ ભીમને આપવાનું કરણે કબૂલ કર્યું ત્યારે તેમની વચ્ચે સલાહ થઈ.

મહમૂદ ગિઝનવી પાછો પોતાને વતન ગયો ત્યારે એની ફોજને બહુ હેરાન થવું પડયું. એક તો અજમેરનો વીસળદેવ અને બીજો ભીમદેવ એ બન્નેએ મળીને એના જવાનો રસ્તો રોકયો તેથી સિંધના રેતીના રણમાં થઈને જવું પડયું. આ નવા રસ્તામાં તેની ફોજના ઘણા માણસો તાપ તરસ તથા રોગથી મરણ પામ્યા. ભીમદેવે પોતાનું રાજ પાછું મેળવ્યું. વીસળદેવ બીજા બે રાજાઓ જોડે મળીને પંડે લશ્કરનો સરદાર બની મુસલમાનો જોડે લઢાઈ કરવા લાગ્યા. તેણે થાણેશ્વર, લાહોર, વગેરે કેટલાંક શહેરો મુસલમાનો પાસેથી પાછાં લઈ લીધાં. પણ ભીમદેવે એ લઢાઈમાં ભાગ લીધો નહિ તેથી વિશળદેવે કો-

પ્રાયમાન થઇ ગુજરાત ઉપર ચડાઈ કરી અને કેટલીક જીત મેળવી. એ બે રાજાઓ વચ્ચે સલાહ એવી શરત થઈ કે જીતની જગાએ વીસળદેવ પોતાના નામથી શહેર વસાવે. એ પ્રમાણે શહેર વસ્યું તેનું નામ વીસલનગર પડ્યું. હાલ તેને વીસનગર કહેછે. આથી વીસળદેવે પોતાની જીત દેખાડવા જે કીર્તિસ્થંભ ઉભો કર્યો હતો તેમાં આ જીતનો વધારો થયો.



રાજા ભીમના વખતમાં વિમળશા નામે એક શ્રીમંત વેપારી હતો. તેણે આબુ ઉપર આવેલા દેલવાડામાં સૌથી જુનું શોભિતું જૈન દહેરૂં બંધાવ્યું છે. તેમાં બહુ કારીગરીનું કામ કર્યું છે, તેથી જૈન સિવાય બીજા લોકો પણ તે જોવા

જાયછે. એ બધાં દહેરાં આરસપહાણનાં છે. શુમારે બસેં વરસ પછી વસ્તુપાળ તથા તેજપાળ એ બે ભાઈઓએ એજ પહાડ ઉપર દહેરાં બંધાવ્યાં છે તે એના કરતાં પણ સરસ છે. વળી આરાસુર પર્વત ઉપર કુંભારીઆ ગામમાં જે સુંદર દહેરાં છે, તેનો બનાવનાર પણ એજ વિમળશા હતો. ભીમને બે રાણીઓ હતી. ઉદયમતિને પેટે કરણનો જન્મ થયો ને બીજી રાણી બકુલ દેવીને પેટે ખેમરાજ. ઉદયમતિએ અણહિલ્લવાડમાં એક વાવ બંધાવી જે હજુ સુધી જોવામાં આવેછે. એને રાણીની વાવ કહેછે. એક દહાડો રાજા કરણની મા ઉપર બહુ પ્રસન્ન થયો અને વચન આપ્યું કે હું તારા દીકરાને ગાદી આપીશ. ખેમરાજ કરણના કરતાં મોટો હતો અને રાજ કરવા લાયક હતો, છતાં જેમ રામે પોતાના પિતા દશરથનું વચન માથે ચઢાવી વનવાસ ભોગવ્યો તેમ એણે પણ પિતાનું આપેલું વચન યાદ કરી કરણની મરજી નહિ છતાં આગ્રહ કરી તેને રાજગાદી ઉપર બેસાડયો, અને પોતે પિતાની જોડે ધર્મ સાધન કરવા નીસર્યો. એ રાજા સારી રીતે રાજ ચલાવતો હતો. ચોરોને પકડવામાં તે બહુ ખબરદાર હતો તેથી એના વખતમાં ચોરી બહુ ઓછી થઈ ગઈ. બીજા અપરાધીઓને પણ ભારે સજા કરતો.

### દોહરો.

ભીમ ભલી તેં ભેળવી, આબરૂ ઠારોઠાર;
ચોર ગયા ચંપાઇને, માથે વેઠી માર. ૧
ચેદીના રાજાતણી, લઢતાં લેવઇ લાજ;
જુધમાં હટીને હારીઓ, સિંધતણો સિરતાજ. ૨

તમને કહેવામાં આવ્યું છે કે ગિઝનીના બાદશાહ મહમૂદે સોમનાથ ઉપર ચઢાઈ કરી. પણ સોમનાથ કયાંછે તે જાણવા તમને ઇચ્છા થઇ હશે. કાઠીઆવાડના દક્ષિણ કાંઠા ઉપર વેરાવળ નામનું બંદર છે તે તમારા જાણવામાં હશે. મુંબઇથી આગબોટમાં બેશી કચ્છ જતાં રસ્તામાં એ આવે છે. એની પાસે એજ નામની એક ખાડી છે અને તેના એક ખડક ઉપર દેવપાટણનો કિલ્લો છે. એ કિલ્લામાં સોમનાથનું પ્રખ્યાત દેવળ છે. પ્રથમ જૂનું દેવળ ઈંટ લાકડાનું હતું તેને બદલે ભીમદેવે પત્થરનું નવું બંધાવવાનું શરૂ કર્યું હતું. હાલ એમાં કંઇપણ મૂર્તિ નથી અને એનો ઘણો ભાગ ખંડેર થઇ ગયોછે પણ ત્યાંનું કોતરકામ તથા થાંભલા જોઈ તમે તરત કહી શકશો કે પ્રથમ આ ઠેકાણે બહુ સુંદર તથા ઠાઠમાઠવાળું મકાન હોવું જોઇએ.



## ૯. કરણની વાત.

### ચોપાઇ.

" એક હતો બહુ ભૂંડો ભીલ, લૂંટવામાં નહિ કરતો ઢીલ;
આશો જેનું જાહેર નામ, પ્રજા પીડવી તેનું કામ.
કરણે એ હત્યારો હણ્યો, આશિષ લોકતણી તે લણ્યો;
એ રીતે રાખ્યું નિજ નામ, કનસાગર કરણાવતી ગામ."

એ બીજા રાજાઓની પેઠે ગુજરાત કાઠીઆવાડ કે રજપૂત સંસ્થાનમાંથી નહિ પણ કર્ણાટકમાંથી રાજા જયકેશીની કન્યા વેરે પરણ્યો હતો. તમે એમ ધારશો કે એ કર્ણાટક જોવા ગયો હશે, અને બહુ પુટડી જોઇ પરણ્યો હશે; પણ તેમ નથી. ફક્ત તેની છબી જોઇ પરણ્યો હતો. ચિતારાએ એને સજ્જડ થાપ આપી હતી. ચિત્રમાં બહુ રૂપાળી બતાવી હતી, પણ જયારે તે આવી ત્યારે રાજાએ જાણ્યું કે તેનામાં રૂપ તો બિલકુલ નથી તેથી ઘણા દહાડા સુધી તેનું મોહું પણ જોયું નહિ; છેવટ જયારે એને માલૂમ પડયું કે તેનામાં ખૂબસૂરતી નથી પણ સદ્‌ગુણ પુષ્કળ છે, ત્યારે ફરી પ્રીતિ બંધાઈ. વળી તે શેતરંજ રમવામાં કુશળ હતી અને કરણને એ રમત ઉપર બહુ ભાવ હતો તેથી પ્રીતિમાં વધારો થતો ગયો. રાણીનું નામ મીનળદેવી હતું ને તેને પેટે સિદ્ધરાજનો જન્મ થયો. એને જયસિંહ પણ કહેતા હતા. આ બનાવથી રાજા રાણી બેઉને હરખ થયો. એક દહાડો તે કચેરીમાં ગયો અને ભભકાથી ગાદી ઉપર ચઢી બેઠો. તે

વખતે કુંવરની ઉમર ત્રણ વરસની હતી. રાજા કરણ આવીને જુએ છે તો સિંહાસન ઉપર કુંવરને દબદબાથી બેઠેલો દીઠો. તરત તેણે જોશીને બોલાવ્યો અને સલાહ પૂછી; તેણે કહ્યું કે મહૂરત બહુ સારૂં છે. કરણે તેજ વખતે તેને ગાદી ઉપર બેસાડવાની ક્રિયા કરી. પોતાને માટે સાબરમતીને કાંઠે હાલ જયાં અમદાવાદ છે ત્યાં કર્ણાવતી નગર વસાવ્યું, ને તેમાં શોભા માટે તેમજ લોકના સુખ અર્થે તળાવ, વાવ, કુવા, મહેલ, તથા બાગ બગીચા કરાવ્યાં. કરણસાગર નામનું સુંદર તળાવ એણે બંધાવ્યું. કેટલાક કહેછે કે અમદાવાદમાં કાંકરીયું તળાવ હાલ કહેવાય છે તે એજ. કેટલાક કહેછે કે મોઢેરા ગામ આગળ હાલ જે કનસાગર કરીને તળાવ છે તેજ કરણસાગર. મોઢેરામાં જે દેવળો છે તે પણ કરણનાં બંધાવેલાં ધારી શકાયછે. કરણના વખતમાં કચ્છના રણની પૂર્વ ભણીથી છેક સાબરમતી નદી સૂધી લગભગ એક લાખ લૂંટારૂ ભીલ રહેતા હતા તેમનો સરદાર આશો ભીલ કરીને હતો તેને કરણે હરાવી લૂટારાઓનો નાશ કર્યો. વળી ધંધુકામાં ધનમેર નામનો એક મોટો કોળી સરદાર હતો, તેને પણ એ રાજાએ હરાવ્યો. કરણરાજાએ ગિરનાર ઉપર એક દેવળ બંધાવ્યું તે આજ પણ તેના નામ ઉપરથી **કરણવિહાર** કહેવાયછે.



# સિદ્ધરાજની વાત.

ગુજરાત પ્રાંતમાં જે મહા પ્રતાપી તથા બળવાન રાજા સધરાજેસંઘના નામથી ઠામઠામ ઓળખાયછે તેના વખતમાં કેવા કેવા બનાવો બન્યા તેના ઉપર હવે લક્ષ આપો. એના વખતના વૃતાંતમાં બહુ નવું નવું તમારા જાણવામાં આવશે, અને તે સાંભળી તમને હરખ થશે. કરણે એને ત્રણ વરસની ઉમરે ગાદીએ બેસાડયો તે પછી થોડી મુદતમાં તે મરણ પામ્યો હતો. પ્રથમ તો આટલી નાની વયમાં એના વતી રાજ કોણ ચલાવતું હશે તે જાણવા તમને ઇચ્છા થશે. એની મા મીનળદેવીનો એક મદનપાળ કરીને ભાઇ હતો તે રાજકારભાર કરવા લાગ્યો. પણ આ મામા મદનપાળ તો રાજસત્તા ભોગવી, મસ્તાન બની ગયા. સત્તાનો મદ તેના માથામાં ભરાયો તેથી, તે લોકો ઉપર જુલમ કરવા લાગ્યો. લીલો નામે એક દરબારી પ્રખ્યાત વૈદ્ય હતો તેને એણે બહુ દુઃખ દઈ બાવીસ હજાર રૂપીઆ લીધા. લોકો ત્રાહિ ત્રાહિ કરી રહ્યા. સાંતુ પ્રધાને એનું કાટલું કરી નાંખ્યું. યુક્તિ કરી એનાજ સિપાઈઓને હાથે એને મારી નંખાવ્યો. હવે રાજની લગામ **મીનળદેવી**ના હાથમાં આવી તેને સાંતુ સિવાય બીજા પણ બે મંત્રી, મુંજાલ અને ઉદયન હતા. વનરાજનો કારભારી ચાંપો વાણી-

ઓ હતો તે તમને બરાબર યાદ હશે; વળી કરણનો પ્રધાન સજ્જન વાણીઓ હતો અને, એ ત્રણે મંત્રી પણ વાણીઆ હતા. તેઓ રાજકાજમાં સારી મદદ કરતા. રાણી બહુ ડાહી તથા હુશિયાર હતી. સિદ્ધરાજને તેણે ખંતથી ભણાવ્યો હતો. વળી બાળરાજાના જ્ઞાનમાં વધારો કરવા તેને પોતાની સાથે રાણી ગુજરાતમાં ફરવા નીકળી હતી, અને જુદાં જુદાં ગામો તથા ત્યાંના રહેવાશીઓની રીતભાત દેખાડી તથા બોધ આપીને ચતુર બનાવ્યો. વળી **મીનળદેવીએ** લોકોના સુખ અર્થે બે મોટાં તળાવો બંધાવ્યાં અને પોતાના નામ ઉપરથી એકનું નામ **મીનળસર** અને બીજાનું **મલાવ** આપ્યું. **મીનળસર**ને હાલ માનસર કે મુનસર કહેછે અને તે અમદાવાદ જીલ્લાના વીરમગામ કસ્બામાં છે. **મલાવ** એજ જીલ્લાના ધોળકા કસ્બામાં છે. મોટું ગામ તે કસ્બો જેમકે, વલસાડ, ઉમરેઠ, નડિયાદ, વગેરે. હવે એ કરતાં પણ મોટું તે શહેર કહેવાય; જેમકે મુંબઈ, સુરત, અમદાવાદ વગેરે. મીનળદેવી કેવી ન્યાયી રાણી હતી તે આ તળાવની રમુજી હકીકત ઉપરથી તમારા જાણવામાં આવશે. રાણીએ પ્રથમ તો તળાવનો નકશો કરાવ્યો એટલે કે કેટલી જમીનમાં એ તળાવ બંધાવવું તથા તેનો ઘાટ કેવો કરવો તે મિસ્રીએ

કાગળ ઉપર આકાર પાડી બતાવ્યો; મીનળદેવીએ તે પસંદ કર્યો. પણ એક મોટી અડચણ નડી: તળાવ કરાવવા ધાર્યું હતું તે સ્થળની અંદર એક ગુણકાની જમીન હતી. એટલી જગા ન લેવાય તો તે તળાવનો આકાર કઢંગો દેખાય તેમ હતું. ગુણકાને ઘણુંએ સમજાવવામાં આવ્યું પણ તેણે માન્યું નહિ. રાજમાતાએ ધાર્યું હોત તો જબરાઈથી તે લેઇ શકત, પણ રૈયતને કોઇપણ પ્રકારની પીડા કરવી એ તેને ઠીક લાગ્યું નહિ તેથી તેમ કર્યું નહિ. આ બનાવથી લોકોમાં કહેવત ચાલી કે—" ન્યાય જોવો હોય તો જુઓ મલાવ તલાવ. "

દોહરા.

મિનળદેવીએ મોજથી, તલાવનું લેઇ માપ;
ગુણિકાને કહ્યું દામ લઇ; જગા આટલી આપ
તારે નથી બહુ કામની, લે મુખ માગ્યું દામ;
આ અવસર ઉપકારથી, કર કંઇ રૂડું કામ.
સમજાવી ઘણુંએ કહ્યું, પણ માન્યું નહિ રેષ;
તોપણ તેણે અંતરે, રોષ કીધો નહિ લેશ:
કર્યો કિનારો વાંકડો, તોડ્યો ઘાટ તલાવ;
ન્યાય જુઓ તો આ જુઓ, તલાવ આ મલાવ.

હવે રાણી સિદ્ધરાજ સાથે પ્રવાસ કરવા ગઈ હતી તેની એક વાત તમને કહું. ફરતાં ફરતાં તેઓ નર્મદા નદીને કાંઠે આવેલા **આહુલોદ** નામે

ગામમાં આવી પહોંચ્યાં. હમણાં એ ગામને ભાલોદ કહેછેઃ ત્યાં આગળ સોમેશ્વરના દેરામાં જે લોકો યાત્રા કરવા આવતા તેમના ઉપર કર લેવામાં આવતો હતો. એ કર માફ કરવા મીનળદેવીએ સિદ્ધરાજને કહ્યું. જવાન રાજાએ ભંડારીને બોલાવીને પૂછ્યું કે વરસદહાડે એની પેદાશ કેટલી થાયછે? તેણે કહ્યું ૭૨ લાખની. આવડી મોટી રકમની પેદાશ હતી છતાં પોતાની માતુશ્રીના વચનને માન આપી તેણે એ કર માફ કરી દીધો.

સોરઠનો રાજા પોતાના બળ વિષે બડાઈ બહુ કરતો હતો અને રાણકદેવી નામની જે કન્યા જોડે પોતે સગપણ કર્યું હતું તેને લઈ જઇને પરણ્યો હતો, તેથી તેના રાજનગર જૂનાગઢને બાર વરસ સૂધી ઘેરો ઘાલ્યો અને ખેંગારને રણમાં રોળ્યો.

સિદ્ધરાજ જયારે પોતાની મા જોડે ગુજરાતમાં ફરતો હતો ત્યારે માળવાનો રાજા નરવર્મા ચઢી આવ્યો હતો તેને સાંતુ મંત્રીએ ધન આપી પાછો કાઢ્યો હતો. આ બનાવ સિદ્ધરાજને ગમ્યો નહિ તેથી તેણે માળવા ઉપર ચઢાઈ કરી. નરવર્મા પછી ગાદીએ બેસનાર રાજા યશોવર્માને જીતીને પોપટની પેઠે તેણે પાંજરામાં ઘાલ્યો. એ દેશ પણ તેણે બાર વરસ સૂધી લઢીને લીધો. ત-

મને સાંભળીને અચરજ લાગશે કે એ જીત હાથી-એ મેળવી આપી યશ:પટહ કરીને એક બળવાન હાથી રાજાની સ્વારીનો હતો. તેણે જોર કરી ધારા નગરીના કિલ્લાના દરવાજાની લોઢાની ભૂંગોળ તોડી નાખી અને તેથી લશ્કર માંહે પેઠું અને ફતેહ થઇ. પણ પેલા બીચારા હાથીએ એવું બળ વાપર્યું હતું કે તેનાં આંતરડાં તૂટી ગયાં હતાં તેથી તે તરત મરણ પામ્યો. સિદ્ધરાજ તે પછી બંગાળે ગયો ત્યાં મોહબક-પતનના રાજા મદનવર્મ પાસેથી છન્નુ ક્રોડ સોનાના સિક્કા લેઇ લડાઈ બંધ રાખી.

એ રાજાએ લોકોના સુખને માટે કુવા, તળાવ, દેહેરાં વિગેરે કરાવ્યાં. રાજા ઘણો પરાક્રમી હતો, પણ રાણકદેવીને એણે બહુ દુ:ખ દીધું તેથી એની અપકીર્તિ થઇ. એ બીચારી ઉપર કેવું દુ:ખ પડચું અને કેવી રીતે તેના ભાણેજ દેશળજીએ કપટથી તેને સિદ્ધરાજના હાથમાં સપડાવી, તેની જુદી વાત આપીછે તે ઉપરથી તમારા જાણવામાં આવશે. સિદ્ધરાજે રાણકદેવીના બન્ને કુંવરોને મારી નાંખ્યા તોપણ તેણે તેની સાથે લગ્ન કરવા હા પાડી નહિ, અને વઢવાણ આગળ તે સતી થઈ; દેશળજીને પણ તેના કપટનું ફળ મળ્યું. સિદ્ધરાજે ધાર્યું કે એ પોતાના મામા તરફ કપટી થયો તો મારા તરફ કેમ ના થાય માટે તેનું નાક કાપી કાઢી મૂકયો.

સિદ્ધરાજે પાટણમાં સહસ્રલિંગ નામનું તળાવ બંધાવ્યું. એ તળાવને લગતો એક પ્રસંગ તમને કહેવા જેવો છે. કેટલાક વાચાળ લોકો લવરી કરવામાં પોતાને કેમ નુકસાન પહોંચાડે છે તે તમારા જાણવામાં આવશે. તળાવ બંધાવવા બધી ગોઠવણ કરી, રાજા માળવા ઉપર ચઢાઈ લેઇ ગયો. તળાવમાં પાણી ભરાયું કે નહીં તે જાણવા તેને બહુ ઇચ્છા હતી. એવામાં પાટણથી એક મારવાડી વધામણી લેઈ આવ્યો. પણ તેણે પ્રથમ તળાવ ભરાયાની વાત બીજાઓ જોડે કરી અને પછી રાજાની આગળ જઈ, વરસાદ કેવો થયો તેનું વર્ણન કરવા મંડ્યો એટલામાં એક ગુજરાતીએ આ તકનો લાભ લેઇ વધામણી આપી કે સહસ્રલિંગ ટોકાટોક ભરાઈ ગયું છે. આ વચન સાંભળી રાજાને એટલો બધો હરખ થયો કે પોતાનો પહેરેલો કીમતી પોશાક તથા ઘરેણાં પેલા મારવાડીના દેખતાં વધામણી દેનારને ઉતારી આપ્યાં. " કીડી સંચરે ને તેતર ખાય " તેમ થયું. મહેનત મારવાડીએ કરી અને ઇનામ ગુજરાતીએ મેળવ્યું. એણે રૂદ્રમાળા નામનું પ્રસિદ્ધ દેહેરૂં સમરાવ્યું. એનો દરવાજો કેવો સુંદર છે તે આપેલા ચિત્ર ઉપરથી જણાશે. એ દેહેરૂં તમે જાણોછો કે મૂળરાજે ચણાવ્યું હતું. સિદ્ધરાજનો સ્વભાવ બહુ સારો હતો તેનો એક દાખલો ગમત ઉપજાવે તેવો નીચે પ્રમાણે છે.

એક વેળા તે માળવે જતો હતો. રસ્તામાં ધારાહુી ગામ આગળ આવ્યો ત્યારે તેને વિચાર થયો કે બાકીનો રસ્તો બહુ વિકટ છે, વચ્ચે ટેકરીઓ તથા પહાડો આવેછે તેથી રથ ચાલી શકે તેમ નથી. માટે એજ ગામે હું મૂકીને જાઉં. ગામના લોકોને તેડાવી ભલામણ કરી કે આ રથ બહુ કીમતી છે, રસ્તામાં પત્થરોને લીધે ભાગી જાય તેમ છે માટે હું માળવે જઇને આવું ત્યાં સૂધી તમારે એની બહુ સંભાળ રાખવી. લોકોએ કહ્યું કે મહારાજ અમે તેને અમારા જીવની પેઠે સાચવીશું. રાજા ગયા કેડે પેલા ગામડીઆ લોકો ચોરામાં એકઠા થઈ મનસૂબો કરવા લાગ્યા કે રાજાને આપણે વચન આપ્યું છે કે જીવની પેઠે રથની સંભાળ રાખીશું માટે એ બાબત કંઈ પાકી તજવીજ થવી જોઇએ. લાંબો વિચાર કરી તેમણે નક્કી કર્યું કે એના કકડા કરી લૂગડામાં વિટાળી ઘેર લેઇ જઈ તેમને જતનથી રાખવા જોઈએ; ઘણા કકડા કરી જે જે આબરૂદાર આસામી ગણાતા હતા તેમને એક એક કકડો આપ્યો. તેમણે ઘેર જઈ કપડામાં ઢાંકી કોઠીઓમાં મૂકી છાંડ્યા. જ્યારે રાજા પાછો આવ્યો ત્યારે વધામણી આપી કે અમે આપની ગાડી બહુ જતનથી રાખી છે. રાજાએ કહ્યું લઇ આવો જયારે તેણે બધા કટકા જોયા ત્યારે એક ત-

રફ ક્રોધ થયો અને બીજી તરફ લોકોની મુર્ખાઇ ઉપર તેને હસવું આવ્યું. હજારોનું નુકસાન થયું તોપણ તેણે કોઇને સજા કરી નહિ માત્ર એટલુંજ કહ્યું કે બેવકૂફ છો.

સિદ્ધરાજ શરીરે પાતળો, તથા સોહામણો હતો પણ તેના હાથ કોણી સુધી કાળા હતા. તે સદ્‌ગુણોનો ભંડાર હતો, પણ એક મોટો અવગુણ એ હતો, કે તે સ્ત્રીવ્યસની હતો. કીર્તિનો તે બહુ ભૂખ્યો હતો. માટે રણમાં જશ ખાટવા તત્પર રહેતો તથા ભાટ લોકોને પુષ્કળ પૈસા આપી ખુશ રાખતો. શ્રીપાળ નામના કવિ ઉપર તે બહુ કૃપા રાખતો અને વારંવાર ઇનામ આપતો. તેણે રાજ્યના વિસ્તારમાં એટલો બધો વધારો કર્યો હતો કે તે સોલંકી વંશનો સૂર્ય ગણાતો. ઉત્તરમાં એનો અમલ આબુની પેલે પાર છેક ઝાલોર સુધી હતો. સોરઠ અને માળવા તો એનાજ વખતમાં તાબે થયાં હતાં, દક્ષિણમાં કોલાપુર સૂધી તેની સત્તા ફેલાઇ હતી. તેણે ઇ. સ. ૧૦૯૪ થી ૧૧૪૩ સુધી એટલે કે ૪૯ વરસની લાંબી મુદત સૂધી ઘણીજ સારી રીતે રાજ્ય કર્યું.

બરબર જાતનો એક સરદાર હતો તે બહુ બળવાન હતો એના શરીરનો બાંધો એવો મજબૂત હતો અને તેનું કદ એટલું ઊંચું હતું કે કોઇ તેની જોડે લડવાની હામ ભીડતું નહિ; તેને બા-

ખરો કરી કહેતા હતા. તે સિદ્ધપુરના બ્રાહ્મણોને બહુ ત્રાસ આપતો. તેને જીતી લેવાને સિદ્ધરાજે પોતાની ફોજ મોકલી તેને બાબરાએ હરાવી હાંકી કાઢી તે પછી સિદ્ધરાજ પંડે લડાઈ કરવા નીકળ્યો. હાથોહાથ લડાઇ થઇ તેમાં શૂરા અને બળિયા સિદ્ધરાજે આ રાક્ષસ જેવા જોદ્ધાને હરાવ્યો અને કેદ કર્યો પણ તેની સ્ત્રીએ અરજ કરી કે હવેથી એ કોઈને પીડા કરશે નહિ અને સારે માર્ગે ચાલી તમારો ગુલામ થઇ રહેશે. સિદ્ધરાજને દયા આવવાથી તેને છોડી દીધો એટલંજ નહિ પણ કાઠીયાવાડના થોડા ભાગનો તેને સુબો બનાવ્યો. પાછળથી રાજાને તેણે લડાઈઓમાં બહુ મદદ કરી. આ સરદાર એટલો ઊંચો ને જોરાવર હતો કે અજ્ઞાન લોકો તેને બાબરો ભૂત કરી કહેતા. કાઠીયાવાડના દક્ષિણ ભાગમાં બાબરીઆવાડ કરીને પ્રાંત છે તેમાં હાલ પણ બાબરીઆ નામની જાત વસેછે તે માંહેલો એ હોવો જોઇએ.

બીજો એક ક્ષત્રી પણ તેને લઢાઇ વખતે ઉપયોગી થઇ પડચો હતો તેનું નામ માગુ હતું. તે પણ બહુ બળવાન હતો. એક વખતે રાજાએ તેને પૂછ્યું કે તું હથિયાર કેમ રાખતો નથી ? તેણે કહ્યું કે મહારાજ, જે સમે જે હાથે ચઢયું તે હથિયાર. રાજાએ તેની પરીક્ષા કરવા એક દહાડો તે નહાતો હતો તે સમયે હાથી તેના ઉપર ધસાવ્યો. તેણે આસ-

પાસ જોતાં કોઈ વસ્તુ હાથમાં ન આવી ત્યારે પાસે બેઠેલા કૂતરાને ઝાલી હાથીની સૂંઢ ઉપર પછાડ્યો તેથી તે ગભરાઈને નાઠો. આવી રીતે તેણે પોતાનો બચાવ કરી લીધો.

માળવાની જીત મેળવી સિદ્ધરાજ પાછો આવ્યો ત્યારે હેમાચાર્ય નામના એક વિદ્વાન સૂરિએ પોતાની બનાવેલી વખાણની કવિતા ગાઈ સંભળાવી તે સાંભળી રાજાને બહુ આનંદ થયો હતો. એ મોટો વિદ્વાન હતો. પ્રથમ એ કોણ અને ક્યાંનો હતો તે જાણવા તમને મરજી થશે એમ જાણી એની જુદી વાત આપી છે. જૂનાગઢ જીત્યા પછી જયસિંહે પોતાના સામંત સજ્જનને સોરઠનો કારભાર સોંપ્યો તે વનરાજના કારભારી ચાંપાના વંશનો હતો. આ અધિકારીએ ગિરનાર ઉપર નેમીનાથનું દેવળ ફરીને બંધાવવામાં ત્રણ વરસની રાજની ઉપજ વાપરી દીધી તો પણ કામ થોડું અધુરૂં રહ્યું હતું તે એના દીકરા પરશુરામે પૂરૂં કર્યું.

## પંડિતોની સભાઓ.

તમે સાંભળ્યું હશે કે માળવાનો રાજા વિક્રમ વિદ્વાનોને બોલાવી સભાઓ ભરતો હતો અને તેમની વચ્ચે વાદવિવાદ થાય તે સાંભળતો હતો. એવીજ રીતે સિદ્ધરાજ પણ સભાઓ ભરતો અને જે પંડિતો સરસ રીતે વાદ ચલાવતા તેમને ઇનામો આપતો.

## સિદ્ધરાજનો ન્યાય.

ખંભાતના કેટલાક મુસલમાન લોકોએ સિદ્ધરાજ આગળ આવી ફરિયાદ કરી કે હિંદુઓએ પારસીઓની મદદથી એંશી મુસલમાનોને મારી નાખ્યા અને કેટલીક મસજીદના મિનારાઓનો નાશ કરી નાંખ્યો છે. ઇનસાફ ઉપર તેની કેટલી બધી નજર હતી તે તમને આ ઉપરથી જણાશે કે પોતે ચક્રવર્તી રાજા હોઇને એકલો ઊંટ ઉપર સ્વાર થઇ ખરૂં ખોટું પારખી કાઢવા પંડે ખંભાત ગયો. ત્યાં જઇ તપાસ કરતાં તેને જ્યારે માલૂમ પડ્યું કે મુસલમાનોનું કહેવું સત્ય છે ત્યારે તેણે તકસીર કરનારાને શિક્ષા કરી અને મિનારાઓ ફરીથી બાંધવા પૈસા આપ્યા.

## નગરચર્ચા.

સિદ્ધરાજ ગામમાં રાત્રે વેશ બદલી ફરવા નીકળતો. લોક સુખી છે કે દુઃખી, રૈયત ઉપર અધિકારીઓ કોઇ રીતનો જુલમ કરેછે કે નહિ વગેરે તપાસ કરતો. વળી કોઇ કોઇવાર તો રાતનો તમાશો જોઇ બીજે દહાડે અમુક માણસોને કહેતો કે તમારે ફલાણું દુઃખ છે, તમારે ફલાણી અડચણ છે વગેરે. આ ઉપરથી લોકોમાં એમ વાત ચાલતી કે સધરાજજેસંઘ તો મનની વાતો જાણી લેછે; એતો દેવતાઈ અવતાર છે.

## ૧૧. રાણકદેવીની વાત.

સિંધ પ્રાંતમાં એક મોટો જાગીરદાર રહેતો હતો તેનું નામ શેર પાવર હતું. પૈસે ટકે ભરપૂર હતો પણ તેને કંઇ સંતાન નહોતું તેથી તે તથા ઠકરાણી બહુ ઉદાસ રહેતાં હતાં. પરમેશ્વરની કૃપાથી ચાળીસ વરસની ઉમ્મર થયા પછી એક કુંવરી અવતરી. તે વખતના રિવાજ પ્રમાણે જાગીરદારે જન્મફળ જોવા માટે એક જોશીને બોલાવ્યો. તેણે કહ્યું કે ગ્રહ બહુ વાંકા છે; જો એને તમે અહીં રાખશો તો તમારા રાજ્યને પણ નુકસાન થશે. ઠાકોર ગભરાયો ને જોશીનું કહેવું ખરૂં માનીને પોતાના એક વિશ્વાસુ નોકરને કહ્યું કે એ બાળકને જંગલમાં લઇ જઇ દાટી આવો. હુકમ પ્રમાણે પેલો નોકર વગડામાં ગયો, અને ખાડો ખોદી રહ્યો એટલામાં તો કોઇ પંથીએ તેને તીરથી વીંધી નાંખ્યો. પેલો પંથી રસ્તે પડ્યો, એટલામાં તો ગધેડા ઉપર સ્વાર થઇ એક જણ આવ્યો; તેણે એક માણસને મુએલો દીઠો અને તેની પાસે શાલની અંદર કંઇક વિંટાળેલું દીઠું. ગધેડા ઉપરથી તે નીચે ઉતર્યો અને શાલનું પોટલું લઇ જુએછે તો માંહે અતિ રૂપાળી તરતની જન્મેલી એક છોકરી ભાળી બહુ રાજી થઇને તેણે બાળક ઉંચકી લીધું. ગધેડા ઉપર સ્વારી કરનાર કુંભાર હતો અને તેનું નામ હડમત હતું.

તે બાળકને લેઇ ઘેર આવ્યો અને પોતાની સ્ત્રીને વધામણી આપી. આવી કુટડી છોડી જોઇને અને પોતાને પેટે કંઇ છૈયું નહિ હોવાથી તે જાણે હ- ર્ષઘેલી થઈ હોય તેમ નાચવા ને કૂદવા લાગી. અને ઘડી ઘડી તે બાળકને હાથમાં લઈ બચીઓ કરવા લાગી અને તેનું નામ રાણકી પાડ્યું. તે રાતતો ત્યાંજ ગાળી પણ પરોઢીઆમાં ધણીધ- ણીઆણીએ એવો ઠરાવ કર્યો કે ગામ છોડી પર- દેશ નીકળી જવું કેમકે લોકને ખબર હ- તી કે તેમને કંઇ દીકરી નથી તેથી આ કન્યા ક્યાંથી આવી વગેરે સવાલોનો જવાબ આપવો કઠણ થઇ પડે. પોતાની જોડે ગધેડાનું લશ્કર લઈ તેઓ ભટકતાં ભટકતાં કચ્છ દેશમાં આવ્યાં. ત્યાં તે વખત લાખો ફુલાણી નામનો રાજા રા- જ્ય કરતો હતો. હડમત બાર વરસ સૂધી કચ્છ- માં રહ્યો. એક દહાડો રાજાની સ્વારી નીકળી તે જોવા ફળીઆની બીજી છોડીઓની જોડે રાણકી પણ ગઇ. રાજાની નજર તેના ઉપર પડતાં તે આશ્ચર્ય પામ્યો કે આવી અપ્સરા જેવી કન્યા મારા રાજ્યમાં ક્યાંથી. તેણે મનમાં નક્કી કર્યું કે એને મારે રાણી કરવી. પૂછપાછ કરતાં તેને માલૂમ પડ્યું કે હડમત નામના એક પરદેશી કુંભારની તે દીકરી હતી, તેથી તે કુંભારને તેડાવી પોતાની ઇચ્છા જણાવી. કુંભારે વિચાર્યું કે હું ના પાડીશ તો મારૂં કંઇ વળવાનું નથી તેથી તે

વખતે તેણે હા પાડી. આ સાંભળી લાખો બહુ ખુશી થયો. પણ હડમતના મનમાં કપટ હતું તેથી ઘેર જઈ રસ્તાને માટે બધી તૈયારી કરી રાતોરાત પોતાની સ્ત્રી તથા રાણકીને લઈ નાઠો. રાજાને મનમાં ખાતરી હતી કે હડમતે હા પાડી છે તેથી પોતાની દીકરી આપવા બહુ ખુશી હોવો જોઇએ. આખો દહાડો તેણે એના સંબંધમાં કંઈ તપાસ કરાવી નહિ. છેક સાંજે ખબર કઢાવતાં તેને માલૂમ પડ્યું કે તેનું ઘર બંધ છે. શોધ કરવા બહુ માણસ દોડાવ્યા પણ કુંભાર ક્યાં ગયો તેની ભાળ મળી શકી નહિ. હડમત રખડતો રખડતો કાઠીઆવાડના મઝેવડી નામના ગામમાં આવી રહ્યો. થોડા દહાડા પછી ગુજરાતના રાજા સિદ્ધરાજના ચાર ભાટ એજ ગામમાં આવી લાગ્યા, અને તેમણે ધર્મશાળામાં પોતાનો મુકામ કર્યો. પેલો કુંભાર પણ એજ ધર્મશાળાની જોડમાં રહેતો હતો તેથી એક ભાટની નજરે તે ચઢી. રંગરૂપ જોઇ ભાટ મનમાં રાજી થયો કે ખરી પદ્મણી એજ છે અને ખરેખર રાજ્યમેહેલને લાયકની છે. એ ચાર ભાટ સિદ્ધરાજના બહુ માનિતા હતા. રાજા તેમને હુમેશા પોતાની જોડેજ રાખતો. ભાટે રાણકીનાં બહુ વખાણ કર્યાં તેથી રાજાનો વિચાર તેની જોડે વરવાનો થયો અને તેજ ભાટને પાછો મઝેવડી મોકલ્યો. ભાટે ત્યાં જઇ હડમતને કહ્યું કે તું મ-

હો ભાગ્યશાળી છે કે તારી દીકરી મહારાજ સિદ્ધરાજની રાણી થશે. હડમતે પહેલાં તો ના પાડી કેમકે એનો વિચાર એવો હતો કે નાતમાંજ સગપણ કરવું, અને નાતના ઉપરી ગણાવું, પણ વિચાર કરતાં તેને જણાયું કે કચ્છથી લાખા ફુલાણીને નારાજ કરી હું અહીંયાં આવ્યો છું; અને હવે સિદ્ધરાજને હું નાખુશ કરીશ તો પછી રહીશ ક્યાં તેથી સગપણ તેણે કબૂલ રાખ્યું. રાણકીને ભણાવવાને માટે સિદ્ધરાજે એક બુડ્ઢા વિદ્વાન બ્રાહ્મણને રાખ્યો. હવે રાણકીને બદલે સૌ રાણકદેવી કહેવા લાગ્યા, અને હડમત કુંભાર તે હડમતભાઈ બન્યા. રાણકદેવી બહુ ચંચળ હતી તેથી થોડાજ વખતમાં ભણી ગણી હુશિયાર થઈ. સગપણ થયે હજુ થોડાજ મહિહિના વિત્યા હતા એવામાં એમ બન્યું કે જૂનાગઢના રાખેંગારનો ભાણેજ દેશળજી કંઈક કામસર મઝેવડી ગામમાં આવ્યો. ત્યાંના શિવાલયમાં દર્શન કરવા ગયો ત્યાં રાણકીને દીઠી. મનમાં વિચાર્યું કે આ દેવ કન્યા ખરેખર મારા મામાને લાયક છે. તપાસ કરાવતાં તેને માલૂમ પડ્યું કે એતો સિદ્ધરાજની નવી રાણી થનાર છે. જૂનાગઢ પાછો ફરી રાખેંગાર આગળ રાણકીનાં બહુ વખાણ કર્યાં. મંત્રીઓએ તેને સલાહ આપી કે સિદ્ધરાજ જોડે તેનો વિવાહ થયલો છે, તેથી હવે એને લાવવાનો વિચાર પડતો મૂકવો જો-

ઈએ. રાખેંગારે કોઈનું કહ્યું માન્યું નહિ અને પોતાના ભાણેજ દેશળજીને, ગમે તેમ કરીને રાણકદેવીને તેડી લાવવા મોકલ્યો, તેણે ત્યાં જઈ કુંભારને બહુ સમજાવ્યો પણ તેણે ચોકખી ના પાડી કહ્યું કે એતો હવે સિદ્ધરાજની થઇ ચૂકી. દેશળજીએ કહ્યું કે તું નથી માનતો માટે હું જબરજસ્તાથી લેઈ જાઉંછું, એમ કહી રથમાં બેસાડી તેને જૂનાગઢ લઈ ગયો. રાખેંગારે ભારે ધામધૂમ સાથે લગ્ન કર્યું.

" સોરઠ સિંહલદ્વીપની, જાત તણી પરમાર;
બેટી રાજા શેરની, પરણ્યો રાખેંગાર. "

એતો એમ સમજતો હતો કે ગામડાની અભણ છોડી હશે પણ જ્યારે તેણે જોયું કે રાણકદેવી અતિ સ્વરૂપવાન હતી એટલુંજ નહિ પણ બહુ ચંચળ અને ભણેલી હતી ત્યારે તે બહુ હરખ પામ્યો. ગામની જે સ્ત્રીઓ બહુ રૂપાળી ગણાતી હતી તેમણે પણ રાણકદેવીનું રૂપ જોઈ પોતાનું અભિમાન તજ્યું. રાણકદેવી મૂળે બહુ સુંદર હતી અને તેમાં વળી રાણીનો બહુ ઠાઠમાઠવાળો પોશાક તેણે સજ્યો ત્યારે તેની સુંદરતામાં કંઈ મણા રહી નહિ. રાજા તેના ઉપર અત્યંત પ્રેમ રાખવા લાગ્યો. હવે સિદ્ધરાજને જ્યારે આ લગ્નની ખબર પડી ત્યારે બહુ ક્રોધે ભરાયો. મોટી ફોજ લેઇ તેણે જૂનાગઢ ઉપર ચઢાઇ કરી: મનમાં તો એમ હતું કે થોડા દહાડામાં હું કિલ્લો

જીતી લઈશ પણ તેમ બન્યું નહિ કારણ કે મજબૂત કોટ તથા ગિરનાર તેનું સરસ રક્ષણ છે. રાખેંગાર તથા રાણકદેવી કિલ્લાના જે ભાગમાં રહેતાં હતાં તેને ઉપરકોટ કહેછે પાસેના પાના ઉપર એનું ચિત્ર આપેલું છે તે જુઓ. એ જબરો કોટ ગ્રહરિપુએ ચણાવ્યો હતો. સિદ્ધરાજ અગિયાર વરસ સૂધી ઘેરો ઘાલી બેશી રહ્યો પણ કંઈ વળ્યું નહિ. બારમે વરસે એક એવો બનાવ બન્યો કે ખેંગાર એક દહાડો દારૂ પી ચકચૂર થયો હતો તેવી હાલતમાં તેણે પોતાના ભાણેજ દેશળજીને કહ્યું કે જા, આ જામ અને શીશો લેઈજા, અને તારી માસીને પાઈ આવ. આ વેળા દેશળજીએ પણ સારી પેઠે નિશો કર્યો હતો તેથી તેણે જવા આનાકાની કરી પણ રાજાએ માન્યું નહિ, અંતે તેને જવું પડ્યું રાણકદેવીને દારૂ પાયો અને પોતે પણ પીધો અને બેશુદ્ધ થઇ એકજ ઠેકાણે બન્ને પડ્યાં. થોડીવાર પછી રાજા ત્યાં આવી લાગ્યો તેને આ દેખાવ જોઈ બહુ ગુસ્સો લાગ્યો. દેશળજી જ્યારે શુદ્ધિમાં આવ્યો ત્યારે તેને અપમાન કરી કાઢી મૂક્યો મામાની આ વર્તણુંકથી ભાણેજને બહુ માઠું લાગ્યું તે પોતાના ભાઈ વિશળને તેડી સિદ્ધરાજ પાસે ગયો. દરવાનને કહેતો ગયો કે રાજાએ માળવેથી અફીણના પોઠીઆ મંગાવ્યા છે તે હું રાતે બાર વાગે લાવીશ, દરવાજા ખુલ્લા રાખજો.

સિદ્ધરાજ આગળ તેણે બધી વાત માંડીને કહી અને કહ્યું કે જો એ તમારે કિલ્લો લેવો હોય તો હું તમને એક યુક્તિ બતાવું. સિદ્ધરાજે જોયું કે આ લાગ સારો છે તેથી હા પાડી. પોઠોમાં માણસો સંતાડી દેશળજીની જોડે સઘળા ગયા. કિલ્લાની અંદર દાખલ થઈ ત્યાંના દરવાન દુદો અને હમીર બન્નેને તેઓએ કાપી નાંખ્યા. આ જોઇ લશ્કરના કેટલાક માણસોએ રણશીંગું ફૂંક્યું તેથી રાખેંગાર પોતાના લશ્કર સહિત લડવા આવ્યો. લડાઇ થઇ તેમાં બન્ને બાજુનાઘણા જણ મૂઆ અને રાખેંગાર પણ અંતે કપાઈ ગયો; પછી દેશળજી સિદ્ધરાજને તેડી રાણકદેવી પાસે ગયો તેણે બારણું ઠોકી કહ્યું, સામી બારણાં ઉઘાડો અમે બે ભાઈ મામા સાથે આવ્યા છીએ. દેશળજીનો સાદ ઓળખી રાણકદેવીએ બારણાં ઉઘાડ્યાં તે વખત સિદ્ધરાજ અંદર દાખલ થયો. રાણકદેવી પાસે તેના બે દીકરા હાજર હતા, મોટો દીકરો માનેરો અગિયાર વરસનો અને નાનો પાંચ વરસનો. નાનાને સિદ્ધરાજે તેજ વખતે મારી નાંખ્યો. માનેરાને લેવા માંડ્યો ત્યારે માની વાંસે સંતાઈ રડવા લાગ્યો. માએ કહ્યું માનેરા રોઇ રાતી આંખ કર માં. મરતાં માને સંભારેથી તારી જાતને એબ લાગશે. રાણકદેવીને કિલ્લામાંથી બહાર કાઢી ત્યારે ગિરનારનો પહાડ, પોતાનો મહેલ અને ખેંગારનો ઘોડો વ-

ગેરે જોઇને તેણે જે ખેદ જાહેર કર્યો છે તે કાઠિયાવાડના લોકો આજ સુધી જગેજગ ગાયછે:
ગિરનાર સામે જોઈ તે બોલી,

ફટ ફટ ઘોબારા[1] ગિરનાર, ખરેડી[2] ખાંગો[3] કાં ન થયો;
મરતે રાખેંગાર, રંડાપો રાણક દેવડી.

## દોહરો.

શું વરણન તુજ વરણવું, શૂરવીર સિદ્ધરાજ;
માલવ પતિની જૂધમાં, પળમાં લીધી લાજ. ૧
બળવંતો વીર બાબરો, દુષ્ટ તણો સરદાર;
લડતાં હિંમત ખોઇને, તેણે ખાધી હાર. ૨
રાજા રા'ખેંગાર પર, જીત મેળવી આપ;
વળી મૂચ્છે તેં ઘાલિઓ, પંડ તણો પરતાપ. ૩
એ બાહુબળ આપનું, વરણન કરવા જોગ;
પણ એમાં આ લાગતું, અમને છેક અજોગ. ૪
રાણકદેવી રાણીને, તેં દુઃખ દીધું અપાર;
બે બાળક તેના હણી, નરવી કીધી નાર. ૫

(કવિ ભાઈલાલ વિ.)

એ કૃત્યો તો કારમાં, કુળમાં કરે કલંક;
પણ ભૂમિ ગુજરાતનો, મહા નરેશ નિશંક. ૬

---

૧ હત્યારા. ૨ ખરીને પડચો. ૩ વાંકો.

## ૧૨. હેમાચાર્યની વાત.

આ મહાપુરૂષ અને અનેક ગ્રંથોનો રચનાર અસલ ધંધુકાનો મોઢ વાણીઓ હતો. પ્રથમ એનું નામ ચાંગદેવ હતું. જ્યારે તે પાંચ વર્ષનો થયો ત્યારે રમતાં રમતાં દેવચંદ નામના એક આચાર્યની ગાદી ઉપર ચઢી બેઠો આ તેની હિમ્મત જોઇ આચાર્યે તેની મા પાસેથી તેને માગી લીધો અને તેને કર્ણાવટી લેઇ ગયો. ત્યાં ઉદયમંત્રીના છોકરા સાથે અપાસરામાં રાખ્યો. આચાર્ય જ્યારે ચાંગદેવને લેઈ ગયો ત્યારે એ છોકરાનો બાપ પરગામ હતો. તે જ્યારે પાછો આવ્યો અને તેણે ખબર જાણી ત્યારે બહુ તે દિલગીર થયો. ખોળતો ખોળતો દેવચંદ પાસે આવ્યો, અને ક્રોધે ભરાઇ પોતાના પુત્ર માટે માગણી કરી. જોગ એવો બન્યો કે તે વેળા ઉદયન પાસે બેઠો હતો; તેણે યુક્તિથી તેને સમજાવ્યો અને અંતે તે પોતાના પુત્રને આચાર્ય પાસે રહેવા દેઇને સંતોષ પામી ચાલ્યો ગયો. જ્યારે આઠ વર્ષનો થયો ત્યારે દેવચંદ ગુરૂએ તેને દીક્ષા આપી, સોમદેવ મુનિ નામ પાડયું. પણ નાનપણમાંજ તેણે એવી ખંતથી અભ્યાસ કર્યો અને એવી સરસ ચાલાકી બતાવી કે તેનું નામ બદલી હેમચંદ્ર એટલે કે સોનાનો ચંદ્ર એવું નામ પાડ્યું. જ્યારે તે એકવીસ વરસનો થયો ત્યારે વિદ્યા તેમજ ધર્મશા-

સામાં એવો પ્રવીણ માલૂમ પડ્યો કે તેને આચાર્ય પદ આપવામાં આવ્યું. હવે તેને હેમચંદ્ર આચાર્ય એવા લાંબા નામથી નહિ બોલાવતાં સાધારણ રીતે લોકો હેમાચાર્ય કહેવા લાગ્યા. સિદ્ધરાજની જોડે પહેલી મુલાકાત શી રીતે થઈ તે જાણવા જોગ છે. માળવામાં જીત મેળવીને અને ત્યાંના રાજા યશોવર્મનને કેદ પકડીને જ્યારે ગુજરાતનો ચક્રવર્તી રાજા અણહિલવાડ પાસે આવ્યો ત્યારે નગરના લોકો મહારાજાધિરાજને માન આપવા તેમજ પોતાનો હરખ બતાવવા સામા ગયા હતા. રાજસ્વારી ધામધૂમથી શહેરમાં દાખલ થઈ. ફતેહનો ડંકો બરાબર લોકોના જાણવામાં આવે તેટલા માટે હારેલા રાજા યશોવર્માને મોટા હાથી ઉપર બેસાડ્યો હતો. એવી રીતે સ્વારી ચાલતી હતી તે વખતે આપણા આ ભવિષ્યમાં ગ્રંથકાર તરીકે કીર્ત્તિ ખાટનાર આચાર્યે સિદ્ધરાજનાં વખાણ અને લોકોનો આનંદ સૂચવનારો એવો સરસ શ્લોક કહી સંભળાવ્યો કે તેથી ગુર્જરપતિ રાજી રાજી થઈ ગયો. એમાં એક વાત એવી સારી રીતે લેઈ આવ્યો હતો કે તે ગમ્યા વિના રહે નહીં. "હે સમુદ્ર, સિદ્ધરાજ પૃથ્વી જીતીને આવેછે માટે તમે મોતીના ચોક પૂરો." આખા અણહિલવાડમાં ઠેકઠેકાણે લોકો આનંદ બતાવવા લાગ્યા અને જીતને માટે ભારે ઓચ્છવ કરવામાં આવ્યો.

જ્યારે ઉજાણીનો ખળભળાટ પૂરો થયો ત્યારે રાજાએ હેમાચાર્યને સભા ભરી તેડાવ્યો અને તેણે એક વ્યાકરણનું પુસ્તક રચ્યું હતું તેના ગુણની પરીક્ષા કરાવી. એના શત્રુઓ એમ કહેતા હતા કે એણે બ્રાહ્મણોના પુસ્તકોનો આધાર લેઈને લખેલું છે. એ વિષે સભામાં વાદ ચાલ્યો તેમાં હેમચંદ્રનો જય થયો તેથી એ વ્યાકરણનો ગ્રંથ, રાજાના બેસવાના હાથી ઉપર મૂકાવી તે ઉપર સફેદ છત્ર ધરાવી તમામ રાજચિન્હ સાથે મોટા ઠાઠથી સરસ્વતી ભંડારમાં સિદ્ધરાજની આજ્ઞાથી મૂકવામાં આવ્યો, અને પુસ્તકનું નામ સિદ્ધહેમ વ્યાકરણ રાખવામાં આવ્યું. આથી હેમાચાર્ય તથા સિદ્ધરાજ બન્ને નામ એ વ્યાકરણ સંબંધે જોડાયાં. આ જૈનધર્મી સાધુને આવડું મોટું માન મળ્યું તેથી બ્રાહ્મણોને માઠું લાગ્યું. તેમણે એ ગ્રંથમાં એવી ખોડ બતાવી કે આપનું કે આપના પુજ્ય પૂર્વજોનું કંઈપણ વર્ણન એમાં આવતું નથી. આ સાંભળી રાજાને કંઈક ખેદ થયો પણ હેમચંદ્રે યુક્તિથી દરેક પ્રકરણને છેડે અકેક કડી વધારી એ દોષ દૂર કર્યો. હેમાચાર્યને સિદ્ધરાજ અતિશય માન આપતો હતો પણ એમ નહિ સમજવું કે જૈનધર્મી તરીકે તેમ કરતો પરંતુ ફક્ત વિદ્વાન તરીકે તેનો સત્કાર કરતો. જૈન ધર્મ ઉપર રાજાનો ભાવ નહોતો. એકવાર સિદ્ધરાજે તેને પાલખીમાં બેસવા કહ્યું પણ તેણે ના કહી

તેથી તેને વેદીઓ ઢોર કહ્યો હતો. કોઇ કોઇવાર તે એ ધર્મ સંબંધી કંઇક અઘટિત બોલી જતો પણ હેમાચાર્યની નમ્રતા તથા ભક્તિ જોઈ તે રાજી થઇ પોતાના બોલેલા બોલ માટે પસ્તાવો કરતો તથા માફ માગતો. એણે બીજા પણ ઘણા સારા સંસ્કૃત તથા પ્રાકૃત ગ્રંથો લખ્યા છે તેમાં એક ગ્રંથ ગુજરાતના ઈતિહાસનો છે તે ઘણો ઉપયોગી છે. તેને દ્વયાશ્રય કહેછે. વળી વાદ કરવામાં એ બહુ કુશળ હતો. એક વખત કુમુદચંદ્ર નામે પ્રસિદ્ધ આચાર્ય વાદથી પંડિતોને જીતતો જીતતો કર્ણાટક દેશથી કર્ણાવતી નગરીમાં આવ્યો ત્યાં તેને કહેવામાં આવ્યું કે તમારે વાદ કરવો હોય તો પાટણ જાઓ. તે મીનળદેવીનો ગુરૂ હતો તેથી સિદ્ધરાજને જ્યારે એના આવ્યાની ખબર થઇ ત્યારે તેણે પોતાની માતુશ્રીના ગુરૂનો બહુ સત્કાર કર્યો. તેને પાલખીમાં બેસાડી રાજસભામાં લાવવામાં આવ્યો. મોટા મોટા વિદ્વાનોને પણ બોલાવવામાં આવ્યા. તે વખતે હેમાચાર્ય નાની વયનો હતો તેથી પેલા અભિમાની આચાર્યે આપણા આ નાના વિદ્વાનને મજાકમાં કહ્યું "પીતં ત્રકં" હવે એના બે અર્થ થાય છે, એક એકે તેં છાસ પીધી? અને બીજો અર્થે પીળી છાસ. જાણી જોઈ બીજો અર્થ લેઇ તેણે ઉત્તર આપ્યો "હે ઢંઠ! છાસ તો ધોળી હોય ને પીળી તો હળદર હોય એટલી તને ખબર નથી?" આ રમુજી જવાબ સાંભ-

ળી સભામાં હુસાહુસ થઇ. પછી વાદ ચલાવવાનો આરંભ થયો. એ આચાર્યની સામે વાદ કરવા હેમચંદ્ર ખડો થયો. દરબાર ચિકાર ભરાઈ ગઇ. કુમુદચંદ્ર કહે એતો બાળક છે એની જોડે હું શું વાદ કરૂં ? હુંતો મહા પંડિતોને જીતીને આવ્યોછું. આ પ્રસંગે પણ આપણા બટુક બુદ્ધિસાગરે વખાણવા જેવો ઉત્તર વાળ્યો કે હું બાળક નથી પણ પોતાને સરસ પંડિત કહેનાર એજ બાળક છે તેના હું પુરાવા આપું. જૂઓ બચ્ચાંઓની પેઠે એણે પોતાની કેડે કંદોરો બાંધ્યો છે. વળી જુઓ હજુ તો એ વસ્ત્ર પહેરવાનું પણ શીખ્યો નથી. નાગો નાગો ફરેછે. તે પછી નિયમ પ્રમાણે વાદ થયો તેમાં પણ હેમચંદ્રે કુમુદચંદ્રને હરાવ્યો. હવે સિદ્ધરાજની પછી ગાદીએ બેસનાર કુમારપાળ એને જે માન આપતો તે માત્ર વિદ્વાન તરીકે નહિ પણ જૈનધર્મી તરીકે પણ તેનો સત્કાર કરતો; કેમકે એ રાજા જૈનધર્મી હતો અને તેના ઉપર હેમાચાર્યની સત્તા એટલી તો જામી ગઈ હતી કે જે કાંઈ તે સૂચના કરતો તે તરત અમલમાં આવતી. એનીજ સલાહથી સોમનાથનું પડી ગયલું દહેરૂં કુમારપાળે નવેસરથી પત્થરનું બંધાવ્યું. તમને સાંભરતું હશે કે ભીમદેવે એ કામનો આરંભ કર્યો હતો પણ તે પૂરૂં કરી શક્યો નહોતો. વળી જે માણસ વારસ વિના મરી જાય તેની તમામ મિલ્કત રાજ-

ના ભંડારમાં દાખલ થતી તે કાએદો પણ એનીજ ભલામણથી કુમારપાળે રદ કર્યો હતો. એણે ચોરાશી વર્ષનું આયુષ્ય ભોગવ્યું. જ્યારે તેનું શરીર બાળવામાં આવ્યું ત્યારે કુમારપાળે તેમાંથી ભસ્મ લેઈ તિલક કરી નમસ્કાર કર્યો અને તેની આંખોમાંથી ચોધારે આંસુ ટપકવા લાગ્યાં. ત્યાર પછી તમામ સામંતોએ તથા નગરના લોકોએ તે સ્થાનની ભસ્મ અને ધૂળ લાવી લાવીને પોતાના શરીર ઉપર ચોપડી. પરિણામ એવું આવ્યું કે જે ઠેકાણે તેને અગ્નિદાહ કરવામાં આવ્યો હતો ત્યાં મોટો ખાડો ખોદાઈ ગયો. એ ખાડો હેમખાડો કહેવાયો અને હજુ સૂધી તે પાટણમાં જોવામાં આવેછે.



## ૧૩. કુમારપાળની વાત.

સિદ્ધરાજનો ક્ષેમરાજ કરીને એક કાકો હતો. તેનો પુત્ર ત્રિભોવનપાળ અને તેના એક દીકરાનું નામ કુમારપાળ હતું. સિદ્ધરાજને કંઈ સંતતિ નહોતી તેથી રાજાએ જોશીને પૂછ્યું કે મારે કુંવરનું સુખ ક્યારે થશે ? જોશીએ કહ્યું કે એ સુખ આપને થવાનું નથી. તમારી ગાદી કુમારપાળને મળશે. આ સાંભળી તેણે ધાર્યું કે હવે કુમારપાળને ગાદી મળવાની છે માટે એને હું મારી નાંખુ તો કદાચ મને કુંવર સાંપડશે. આવો ખોટો વિચાર કરી પ્રથમ ત્રિભોવનપાળને મારી નાંખ્યો, અને કુમારપાળને મારી નાંખવા મારા મોકલ્યા. આ વાત જ્યારે કુમારપાળના જાણવામાં આવી ત્યારે તેણે પોતાના બનેવી કહાનદેવને સલાહ પૂછી. તેણે કહ્યું કે હાલ તમારે દેશ છોડી પરદેશ જવું જોઇએ. હું તમને વારંવાર ખબરઅંતર આપતો જઇશ. આ સલાહ પ્રમાણે તે જટાધારી જોગી બની પરદેશ ગયો. થોડી મુદત પછી તેની મરજી થઇ કે પાટણમાં શું ચાલેછે તેનો જરા તમાશો જોવો, તેથી તે પાટણ જઇ પૂજારીઓની જોડે ભળી ગયો. એક પૂજારીએ રાજાની આગળ જઇ ચાડી ખાધી. રાજાએ કુમારપાળને પકડવાના ઇરાદાથી બધા પૂજારીઓને જમવા તેડ્યા. કુમારપાળને સિદ્ધરાજે ઓળખ્યો. કુમારપાળને મનમાં ધાસ્તી પેઠી તેથી જે

વખતે સૌને વસ્ત્ર આપવા રાજા જામદારખાનામાં ગયો તે વખતે ઉલટીનું બહાનું કાઢી બહાર જઈ સટકી ગયો. રાજા પાછો આવી જુએ તો કુમારપાળ નથી. તેની પાછળ માણસો દોડાવ્યાં. કુમારપાળને આલિંગ નામના કુંભારે પોતાના વાસણના ઢગલામાં સંતાડ્યો હતો તેથી તે કોઈના હાથમાં આવ્યો નહિ. તે છેવાડેના ગામો ભણી ગયો. ફરતાં ફરતાં ખંભાત આવી લાગ્યો. એ શહેરની ભાગોળ આગળ શ્રી હેમાચાર્યનો ભેટો થયો. જતિ તેને પોતાને અપાસરે તેડી ગયો. રસ્તામાં ઉદ્દયન નામનો સિદ્ધરાજનો એક મંત્રી મળ્યો. તેની જોડે કુમારપાળને જતિએ ઓળખાણ કરાવી. ઉદયન કુમારપાળને જોઇ બહુ રાજી થયો અને તે જતિની આજ્ઞા લેઇ તેણે થોડા દહાડા પોતાની જોડે કુમારપાળને રાખ્યો. આ વાતની ખબર રાજાને કોઈએ પહોંચાડી. રાજાએ પકડવાને સિપાઇઓ મોકલ્યા. તે વાત કુમારપાળના જાણવામાં આવ્યાથી તે હેમાચાર્ય પાસે ગયો. તેણે તેને ભોંયરામાં સંતાડ્યો. રાજાના સિપાઇઓ મંત્રીના ઘરમાં તથા અપાસરામાં ફરી વળ્યા પણ તેને ખોળી શક્યા નહિ. સિપાઇઓ ગયા કેડે બહાર નીકળી તેણે જતિનો અત્યંત આભાર માન્યો અને કહ્યું કે આપેજ મને જીવતદાન આપ્યું છે. પછી તેણે પ્રશ્ન પૂછ્યો કે મહારાજ પુરૂષોમાં સૌથી ઉત્તમ ગુણ કયો ગણાય ? જતિએ ઉત્તર દીધો.

કે પરસ્ત્રી મા બેન સમાન ગણવી એ સૌથી ઉત્તમ ગુણ છે. કુમારપાળે કહ્યું એ વ્રત હું પાળીશ. તે સાંભળી જતિ આનંદ પામ્યો. જતિએ તેને રસ્તાની ખોરાકી માટે ભાથુ બંધાવી રવાને કર્યો. ત્યાંથી તે વડોદરે ગયો ત્યાં ખાવાનું ખૂટ્યું અને તેને ભૂખ લાગી તેથી એક વાણીઆની દુકાને ગયો ને શેર ચણા તોળી આપવા કહ્યું. પૈસા વિના તોળી આપવા તેણે જરા આનાકાની કરી તે ઉપરથી કુમારપાળે મ્યાનમાંથી તરવાર કાઢી, તેવામાં પેલે વાણીએ હાથ જોડી કહ્યું કે ઠાકોર સાહેબ આ બધા ચણા તમારા છે ને બીજું જે જોઈએ તે લેઇલો. એ વાણીઆનું નામ કટુક હતું. પ્રથમ તો કંઇક આનાકાની કરી પણ પછી કુમારપાળને તેણે સારીરીતે સંતુષ્ટ કર્યો. આવી રીતે ગામે ગામ ફરી દહાડા કાઢતો હતો તેવામાં એના બનેવીએ સમાચાર કહાવ્યા કે સિદ્ધરાજ મરણ પામ્યો છે અને તમે આવો. મંત્રીઓ વિચાર કરવા લાગ્યા કે હવે ગાદી કોને સોંપવી. તેમણે કહાનદેવને બોલાવ્યો અને કહ્યું કે ગાદીને માટે જે જે હકદાર હોય તેમને તેડાવો. તે ઉપરથી તેણે એક હકદારને બોલાવ્યો તે દોડતો ને હાંફતો આવ્યો; મંત્રીઓને નમસ્કાર કરી કહાનદેવને પૂછ્યું "શું કહોછો?" આ ઉપરથી મંત્રીઓએ નક્કી કર્યું કે આ શખ્સ ગાદીને લાયક નથી. તે પછી બીજા એક હકદારને બોલાવવામાં

આવ્યો તે ગભરાતો ધ્રૂજતો હાજર થયો અને જડભરતની પેઠે આવી ઊભો. મંત્રીએ જોયું કે એ પણ લાયક નથી; તે પછી કુમારપાળને બોલાવવામાં આવ્યો. તે પોતાની તરવાર ફેરવતો ભભકાથી આવી સિંહાસન ઉપર બેઠો. બધા મંત્રીઓ એકમત થયા કે આ મહાપુરૂષ આ ગાદીને લાયક છે. તેજ દહાડે તેને રાજ્યાભિષેક કરવામાં આવ્યો. તે રખડતો હતો તે સમયમાં જેમણે મદદ આપી હતી તેમને તેણે યોગ્ય બદલો આપ્યો; ઉદયનને પોતાનો મુખ્ય મંત્રી ઠરાવ્યો.

**કુમારપાળનું ગાદીએ બેસવું.**—એ રાજા બહુ સંકટ વેઠી, પચાસ વર્ષની ઉમ્મરે ગાદીએ બેઠો; ગાદીએ આવતાં પોતાની રાણી ભુપાળદેવીને પટરાણી બનાવી. જે જે કારભારીઓ તેની જોડે શત્રુવટ રાખતા હતા, તેઓને તેમના અધિકાર ઉપરથી દૂર ખસેડ્યા. આથી તેઓ નારાજ થઇ સંપ કરી રાજાને મારી નાંખવા ગોઠવણો કરવા લાગ્યા. જે દરવાજે થઇને તે રાતના શહેરમાં આવવાનો હતો તે દરવાજે તેઓએ મારા મૂક્યા, પણ કોઇ શુભેચ્છુએ આ વાતની તેને સૂચના આપવાથી પોતાનો હમેશનો માર્ગ બદલી તે બીજે રસ્તે થઇને ગયો, તેથી દુશ્મનો ફાવી શક્યા નહિ. તપાસ કરાવતાં કુમારપાળને જે લોકો તરફથી માલૂમ પડ્યા તેમને તેણે મારી નંખાવ્યા. રાજાના બનેવી કહાનદેવે બહુ મદદ આપી હતી, એટલુંજ નહિ

પણ, રાજાને ગાદી ઉપર એણેજ બેસાડ્યો હતો. તેને કુમારપાળે સારે દરજ્જે ચઢાવ્યો હતો પણ તે અહંકારી અને અવિવેકી હતો. પ્રથમ કુમારપાળની કેવી માઠી અવસ્થા હતી, અને તેને પોતે કેવી મદદ કરી હતી, તે રાજાને વારંવાર સભા વચ્ચે યાદ આપતો હતો. કુમારપાળ તેને સમજાવીને કહેતો હતો કે માણસને માથે તડકો છાંયડો હોય, પણ તે મૂર્ખ સમજ્યો નહિ તેથી ગર્વ કરી કહેતો હતો કે હું કોણ તે તમે જાણ્યું નહિ? તમને રાજ્યગાદી આપનાર હું છું. ગાદી ખોઈ બેસશો. કોઈ એમ સમજે કે મેં દીવો સળગાવ્યો છે તેથી તે મને દઝાડશે નહિ એમ ધારી દીવા ઉપર પોતાની આંગળી મૂકે તે જેવું મૂર્ખાઈ ભરેલું કહેવાય તેવીજ મૂર્ખાઈ કહાનદેવે કરી. તેના ઉદ્ધત જવાબથી રાજાને બહુ ક્રોધ ચઢ્યો અને તેની આંખો ફોડી નંખાવી. ઉદયન મંત્રીએ દુઃખના વખતમાં કુમારપાળને સારો આસરો આપ્યો હતો, તે વાત ધ્યાનમાં રાખી તેના પુત્ર બાહડને રાજાએ મદદગાર પ્રધાન એટલે કે નાયબદીવાન ઠરાવ્યો. આલિંગ નામના કુંભારે તેને વાસણોમાં સંતાડી રક્ષણ કર્યું હતું તેથી તેને સાતસો ગામનો લેખ કરી આપ્યો. પેલા વડોદરાવાળા ચણાવાળાને તેણે વટપદ્ર (વડોદરા) શહેર બખ્શિશ આપ્યું. આવી રીતે સંભારી સંભારી સંકટ વખતે જેમણે મદદ કરી હતી તેમને લાયક ઇનામ આપ્યાં

ફક્ત તેણે એકજ મહાન્ પુરૂષને યાદ કર્યો નહિ. તે મહાપુરૂષ કોણ તે તમે સમજી ગયા હશો. તે વાત આગળ તમારા વાંચવામાં આવશે. વખતના તેણે ત્રણ સરખા ભાગ કર્યા હતા. નીમેલે વખતે તે રાજ્યકારભાર ચલાવતો, અંગકસરત કરતો, ભોજન નિંદ્રા લેતો, અને રમત ગમત તથા પરમેશ્વરની પ્રાર્થના કરતો. ઉદયનના એક પુત્રને તેણે પોતાનો પ્રધાન બનાવ્યો હતો પણ તેનો બીજો પુત્ર **આહડ** અથવા અરભટ્ટ જે સિદ્ધરાજનો ખરેખરો માનિતો હતો તે કુમારપાળના કહ્યામાં રહ્યો નહિ. તે નાગોરના રાજા આનાકની ચાકરીમાં જઇને રહ્યો, અને તે રાજાને સમજાવીને ગુજરાત ઉપર ચઢાઇ લાવ્યો. સોલંકી રાજાએ ચઢાઇની ખબર સાંભળતાંજ પોતાની ફોજ એકઠી કરી અને તે લડવાને સામો ગયો. આહડે કપટ કરી રાજાના ઘણાક સામંતોને પોતાના પક્ષમાં લઇ લીધા હતા, તેથી તેઓ લડાઇની શરૂઆતમાંજ રાજાને તજી ગયા અને કુમારપાળની ફોજ વીખરાઇ ગયેલી માલૂમ પડી. આથી હિમ્મત નહિ હારતાં રાજાએ પોતાના હાથીના માવતને હુકમ કર્યો કે નાગોરના રાજાને માથે રાજછત્ર હશે, તે એંધાણી ધ્યાનમાં રાખીને હાથીને તેની લગભગ હાંકી જા એટલે હું તેની સાથે હાથોહાથ લડાઈ કરૂં. માવત હાથી ત્યાં હાંકી ગયો તે જોઇને આહડ બે રાજાઓની વચ્ચે આ-

વીને કુમારપાળના હાથી ઉપર કૂદકો મારી તેને મારવા જતો હતો તેટલામાંજ માવતે હાથીને પાછો ખેંચી લીધો, તેથી આહડ ધબ દઈને નીચે પડ્યો. તેને રાજાની આસપાસ જે ચાકરો હતા તેમણે પકડી લીધો; પછી ચાલાકી વાપરી કુમારપાળે આનાક તરફ ધસી જઈ પોતાના ધનુષ્યમાંથી એક બાણ એવું છોડયું કે તે જઈને નાગોરના રાજાના મોઢા ઉપર વાગ્યું, અને તેને જમીન ઉપર ગબડાવી દીધો. આમ થવાથી શત્રુઓની પૂરેપૂરી હાર થઈ અને તેઓ નાશી ગયા. આ હારથી નાગોરનો રાજા બહુ દિલગીર થયો અને પસ્તાયો. તેણે કુમારપાળને હાથી અને ઘોડા આપ્યા; અને તેની સાથે પોતાની કુંવરી પરણાવવાની ઇચ્છા દેખાડી. હા ના કરતાં છેવટ કુમારપાળે પોતાના ક્રોધને સમાવી દઇ, આનાકની માગણી કબૂલ રાખી, તેને માફી આપી. બીજી જીત તેણે માળવામાં મેળવી. સાંભેરના આનાક રાજા સામે લડવાને કુમારપાળ ગયો હતો. જ્યારે તેણે પોતાના બે સામંતોને માળવાના રાજા બલ્લાલની સામે મોકલ્યા હતા, પણ કુમારપાળ જ્યારે જીત મેળવી રાજનગરીમાં પાછો આવ્યો ત્યારે તેને ખબર પહોંચી કે મોકલેલા સામંતો માળવાના રાજાને મળી ગયા છે અને ત્યાંનો રાજા ગુજરાત ઉપર ચઢાઈ લાવ્યો છે. જેમ સિદ્ધરાજે યશોવર્માને જીતીને

કીર્ત્તિ મેળવી હતી તેમ કુમારપાળ ઉજ્જનના રાજા બલ્લાલને જીતી જશ પામવા તૈયાર થયો; ફોજ એકઠી કરીને લડવા સામો ગયો. બલ્લાલને હાથી ઉપરથી મારી પાડયો. આથી માળવાનો રાજા ફ્રી ગુજરાતના રાજાને તાબે થયો. આ પછી કુમારપાળે કોકણુના મલ્લિકાર્જુન રાજા સાથે લડાઈ કરી તેનું કારણુ આ પ્રમાણે બન્યું. એક દહાડો રાજા કચેરી ભરી બેઠો હતો તે વખતે કોકણુ પ્રાંતમાંથી કેટલાક ભાટ આવી લાગ્યા તેમણે ત્યાંના રાજા મલ્લિકાર્જુનનાં બહુ વખાણુ કર્યાં અને જાણે તે સૌ રાજાનો પિતા હોય તેવી રીતના બોલ બોલ્યા. આ સાંભળી રાજાને ગુસ્સો આવ્યો પણ તે વખતે તે કંઈ બોલ્યો નહિ; તેણે માત્ર ખંજર ઉપર પોતાનો હાથ નાખ્યો. તેના પ્રધાન ઉદયનના દીકરા આમ્રભટે એ હાલચાલ ધ્યાનમાં રાખી અને એકાંતે રાજાને મળી કહ્યું કે આપે ખંજર ઉપર હાથ નાંખ્યો તેનો હેતુ હું સમજ્યો છું. મને લશ્કર આપો તો હું કોકણ ઉપર ચઢાઈ કરૂં; રાજાએ તે પ્રમાણે કીધું પણ તે હારીને પાછો આવ્યો. થોડા મહિના પછી રાજા શહેર બહાર ફરવા નીકળ્યો ત્યાં છેટે એક કાળો તંબુ દેખાયો. તપાસ કરાવતાં તેને માલૂમ પડયું કે આમ્રભટ હારખાઇ પાછો આવ્યો છે તેનો એ તંબુ છે. રાજાએ તેને તેડાવી હિમ્મત આપી મોટું લશ્કર આપી ફરી મોકલ્યો. આ વખતે તેની જીત થઈ અને કરોડો રૂપયાની લૂંટ મેળવીને તે પાછો આવ્યો. રાજાએ તેને માન આપી સરપાવ બક્ષ્યો.

કુમારપાળને કાઠિયાંવાડના સમર રાજા સાથે લડાઇ થઇ હતી. રાજાએ પોતાના મંત્રી ઉદયનને સરદાર બનાવી ત્યાં મોકલ્યો હતો પણ એ લડાઇમાં ગુજરાતના લશ્કરની હાર થઇ અને ઉદયન મરણતોલ ઘાયલ થયો. એ પછી ચેદીના રાજાએ ગુજરાત ઉપર ચઢાઇ કરી આ વખતે કુમારપાળ સોમનાથની જાત્રાએ નીકળવાની તૈયારીમાં હતો તેથી તેને વિચાર થઇ પડયો કે હવે કેમ કરવું પણ સારે ભાગ્યે બીજેજ દહાડે તેને ખબર પડી કે ચઢાઈ કરનાર રાજા રાતના હાથી ઉપર સૂતો હતો તેવામાં તેને ગળે પહેરેલો કંઠો એક વડના ઝાડની ડાળીમાં અકસ્માત ભરાઈ ગયો અને અધૂરામાં પૂરૂં એમ બન્યું કે હાથી ચાલી ગયો; પરિણામ એ થયું કે ચેદીનો રાજા અધર લટકી મરણ પામ્યો. થોડા દહાડા પછી હેમાચાર્યે પાટણ આવ્યા તેમણે મુખ્ય મંત્રીને પૂછ્યું કે રાજા કોઈવાર મને સંભારે છે ? મંત્રીએ કહ્યું ના; જતિએ કહ્યું "આજ રાતે રાજા નવી રાણીને મહેલે પધારવા મરજી કરે, ત્યારે તમે કહેજો કે આજ ત્યાં જવા જેવું નથી. મંત્રીએ તે પ્રમાણે રાજાને કહ્યું, અને તેથી તે ત્યાં જતો અટકયો. જોગ એવો બન્યો કે તેજ રાતે વીજળીના જબરા કડાકા થયા, અને તે રાણીનો મહેલ બળી ભસ્મ થયો અને રાણી દાઝીને મરણ પામી. રાજાએ જયારે મહેલ બળી ખાક થયેલો દીઠો ત્યારે તેને

વિચાર આવ્યો કે જો હું રાતે ત્યાં જાત તો મારી પણ એ અવસ્થા થાત; પછી તેણે મુખ્ય મંત્રીને તેડાવીને પૂછ્યું કે આ માઠો બનાવ બનવાનો હતો તે તેં પ્રથમથી કેમ જાણ્યું? મંત્રીએ કહ્યું કે મને તો હેમાચાર્યે કહ્યું હતું. રાજાએ કહ્યું ઓહો ! હું તો એમને ભૂલી ગયો. બોલાવો, બોલાવો, એઓ છે ક્યાં ? હેમાચાર્ય આવ્યા, ત્યારે રાજાએ ઊઠીને તેમને બહુ માન દીધું અને કહ્યું કે આ રાજ્યગાદી આપનીજ છે હું તો આપનો દાસ છું. હેમાચાર્યે કહ્યું કે અમારે જતિને ગાદી શા કામની? મને રાજી રાખવો હોય તો જૈનધર્મ પાળો અને મુલકમાં હિંસા થાય છે તે અટકાવો. રાજાએ કહ્યું કે એ મારે કબૂલ છે, પણ મારી અરજ કબૂલ રાખી આપ હમેશા મારી પાસેજ રહો. જતિએ તે કબૂલ રાખ્યું, તેથી રાજા બહુ હરખ પામ્યો. પછી તેણે આખા દેશમાં ઢંઢેરો પીટાવ્યો કે કોઈએ જીવની હિંસા કરવી નહિ. નીચેના સૂત્રનો બધે ફેલાવો કર્યો.



આમ થવાથી જંગલનાં પશુ પક્ષી સર્વે નિર્ભય થઇ ગયાં. બળિદાન આપવામાં આવતું હતું તે બંધ થયું. એક વાર રાજાને વિચાર થયો કે મેં જે હુકમ કાઢચો છે તે અમલમાં આવેછે કે નહિ તે મારે તપાસવું, તેથી તેણે દેશના જુદા જુદા ભાગમાં છૂપા દૂતો મોકલ્યા. કોઇ ઠેકાણે તેમણે હિંસા થતી દીઠી નહિ; પછી તેઓ કચ્છ ગયા ત્યાં એક વાણિયણ પોતાના ધણીના વાળ ઓળતી હતી તે વખતે તેના હાથમાં એક જુ આવી ગઇ તે તેણે પોતાના ધણીને આપી, તેને તેણે મારી નાંખી; આ જોઇ પેલા દૂતોએ વાણિયાને પકડચો, અને તેને દરબારમાં લઇ ગયા. રાજાએ તેને ધમકાવી પૂછ્યું, "આવું પાપનું કૃત્ય તેં કેમ કર્યું?" તેણે જવાબ દીધો કે મારૂં લોહી એ જુ પીતી હતી તેથી મેં મારી નાંખી. રાજાએ કહ્યું તેં બહુ ખોટું કર્યું માટે તારી પાસે જે કંઇ રોકડનાણું હોય તેમાંથી એક જૈન દેહેરૂં બંધાવ. આ પ્રમાણે તેને કરવું પડ્યું તેથી લોકોમાં બહુ ત્રાસ પેઠો અને હિંસા થતી અટકી.

એક દહાડો દ્વારપાળે આવી ખબર આપી કે ચાર મહાજન હજુરની સલામે આવ્યા છે. રાજાએ હુકમ આપ્યો કે એમને આવવા દો, તેમણે આવી અરજ કરી કે મહારાજ, અમારો કરોડપતિ નાતીલો કુબેરદત્ત પરદેશમાં મરણ પામ્યો છે એવા સમાચાર મળ્યા છે. રાજધોરણ પ્રમાણે કુ-

બેરદત્તને દીકરો ન હોવાથી એની બધી મિલકત રાજ્ય તરફથી જપ્ત થશે. અમારી અરજ એ છે કે આપ કૃપાવંત થઈ એની સ્ત્રી તથા મા માટે ખોરાકી પોશાકી બદલ સારી જેવી રકમ રહેવા દઈ.બાકીની મિલકત જપ્ત કરશો. રાજા એવો તો દયાળુ હતો કે પાણી માગનારને દૂધ આપે. તેણે જવાબ આપ્યો કે એ મિલકતમાંથી મારે એક પાઈ પણ જોઇએ નહિ; અને પોતે જાતે શેઠને ઘેર જઈ સગાવહાલાંને દિલાસો આપ્યો. તે દહાડાથી એ ધોરણ તેણે રદ કર્યું અને પ્રજાની આશિષ મેળવી.

એક દિવસ રાજા પંડિતોની સભા ભરીને બેઠો હતો તે પ્રસંગે સિદ્ધરાજની વાત નીકળી. રાજાએ પ્રશ્ન પૂછ્યું કે સિદ્ધરાજના જેટલાજ મારામાં ગુણ છે કે વધુ ઓછા ? સભાસદોએ અરજ કરી કે મહારાજ સિદ્ધરાજમાં અઠ્ઠાણું ગુણ હતા ને બે દોષ, અને આપનામાં બે ગુણ છે ને અઠ્ઠાણુ દોષ. આ સાંભળી રાજાનું મોઢું ઉતરી ગયું, અને તે બહુ ઉદાસ દેખાયો. રાજાનું કરમાઈ ગયલું મુખ જોઈ સભાસદો સૌ દિલગીર થયા, અને તેમણે અરજ કરી કે આપનામાં બે ગુણ છે એ વાત તો ખરી, પણ તે એવા તો શ્રેષ્ઠ છે કે સિદ્ધરાજના અઠ્ઠાણું કરતાં ચઢે. રાજાએ પૂછ્યું કે એ બે ગુણ કીયા ? તેમણે જવાબ દીધો કે એક તો પરસ્ત્રીને મા બેન સમાન ગણવી તે; અને બીજો

લડાઈ વખતે શૂરવીરપણું. કુમારપાળ શ્રી હેમાચાર્યને બહુ માન આપતો હતો તેથી ઘણાક લોકને અદેખાઈ ઉપજતી હતી. એક વખતે કેટલાક બ્રાહ્મણોએ એકઠા થઇ અરજ કરીકે મહારાજ હેમાચાર્ય સૂર્યનારાયણની પૂજા કરતો નથી. રાજાએ હેમાચાર્ય તરફ નજર કરી, તે ઉપરથી તેણે જવાબ દીધો કે સૂર્ય તો બધા પ્રકાશનું સ્થાનક છે, અને આ બ્રાહ્મણોના કરતાં હું તેની તરફ વધારે પૂજ્યભાવથી જોઉંછું. તેની મોટી સાબિતી એ છે કે તે આથમ્યા પછી સુદ્દલ કંઈ જમતો નથી. આ સાંભળી બ્રાહ્મણો ચૂપ થઇ ગયા, અને રાજા જતિને હમેશના કરતાં વધારે માન આપવા લાગ્યો. રાજા જ્યારે વૃદ્ધાવસ્થામાં આવ્યો ત્યારે તેણે હેમાચાર્યને સલાહ પૂછી કે મારે કંઈ સંતાન નથી પણ એક ભત્રિજો છે ને બીજો ભાણેજ, એ બેમાંથી ગાદી કોને આપવી: સૂરિએ જવાબ આપ્યો કે તમારો ભત્રિજો અજેપાળ તો દુર્ગુણી છે. તમારા ભાણેજ પ્રતાપસિંહને આપો. તેથી તેણે નક્કી કર્યું કે ભાણેજને ગાદી આપવી. આ વાત જ્યારે અજેપાળના જાણવામાં આવી ત્યારે તે એ સૂરિ ઉપર બહુ કોપાયમાન થયો, અને કુમારપાળને મારી નાંખવા તેણે મારાઓ મોકલ્યા, પણ તે બાબતની રાજાને પ્રથમથી ખબર પડી હતી તેથી તે બચી ગયો. રાજા હેમાચાર્ય પ્રતિ એટલી બધી માનવૃત્તિ ધરાવતો હતો કે

જ્યારે તે જતિ મરણ પામ્યો ત્યારે તેને બહુ કષ્ટ થયું અને અગ્નિદાહ કરેલા શરીરની ભસ્મ લેઇ તેણે કપાળે લગાવી વંદન કર્યું, અને આંસુનો વરસાદ વરસાવ્યો. એણે ત્રીસ વરસ રાજ કર્યું. છેવટ અજેપાળે કુમારપાળને ઝેર આપી મારી નાંખ્યો. એના પછી અજેપાળ ગાદીએ આવ્યો.

## 'હ' અક્ષર વિષે ગમ્મત.

એક દહાડો કુમારપાળની રૂબરૂ તેનો પ્રધાન કપર્દી એક હાથે મુઠી વાળી શ્રી હેમાચાર્યને પગે લાગ્યો ત્યારે ગુરૂએ પૂછ્યું, "હાથમાં શું છે?" પ્રધાને કહ્યું "હરડે." ગુરૂએ કહ્યું, હ રડે? એ અક્ષર કેમ રડે છે?

કપર્દી કહે—સર્વ વ્યંજનોમાં તેને છેલ્લો ઘાલ્યો છે માટે.

ગુરૂ—"શું હજુ પણ રડે છે?"

કપર્દી—ના ગુરૂજી હવે 'હ' હસે છે.

ગુરૂ—કેમ વારૂ?

કપર્દી—કારણ કે આપના નામમાં તે પહેલો અને વળી માત્રાવાળો થયો છે.



## ૧૪. ભોળા ભીમની વાત.

અજેપાળ પછી તેનો દીકરો બાળમૂળરાજ ઇ. સ. ૧૧૭૭ માં ગુજરાતની ગાદી ઉપર બેઠો. તેણે માત્ર બે વરસ રાજ્ય કર્યું; તેના પછી અજેપાળનો નાનો ભાઈ ભીમદેવ ગાદી ઉપર આવ્યો. એ બહુ પરાક્રમી હતો. બાળમૂળરાજ જ્યારે ગાદી ઉપર આવ્યો હતો ત્યારે તે નાની ઉમરનો હોવાથી તેની સંભાળ તેનો કાકો ભીમદેવ રાખતો હતો. ઇ. સ. ૧૧૭૮ માં એટલે કે ભીમદેવ ગાદીએ બેઠો તેથી એક વરસ પહેલાં ગિઝનીથી મહમૂદ શાહબુદ્દીન ગોરી મુલતાનને રસ્તે સિંધ તથા કચ્છના રણમાં થઇને ચઢી આવ્યો. તમને યાદ હશે કે ભીમદેવ પહેલાના વખતમાં ગિઝની વંશના બાદશાહ મહમૂદે ચઢાઇ કરી હતી. એ વંશ પાસેથી ગોરીવંશે ગિઝનીનું રાજ લેઇ લીધું હતું અને તે વંશનો આ રાજા હતો. ગુજરાતના બચાવ માટે ભીમ બાળમૂળરાજની વતી ફોજ લેઇ સામો થયો. લડાઈ ચાલી તે વખતે મૂળરાજની મા બાળ રાજાને ખોળામાં લેઇ પાસેની ટેકરી ઉપરથી યુદ્ધ જોતી હતી, અને ફોજના માણસોને હિમ્મત આપતી હતી. બહુ કાપાકાપી થઇ, પણ છેવટ આ શૂરવીરે બાદશાહને હરાવી પાછો હઠાવ્યો. એ રાજા બહુ શૂરો હતો પણ અવિચારી હતો તેથી તેને ભોળો ભીમ કરીને ક-

હેતા. એના વખતમાં એક પછી એક લડાઇઓ ચાલુજ રહી. કેટલીક તો એણે પોતેજ પોતાના ઉપર વ્હોરી લીધી હતી. એના વખતમાં આબુ ઉપર જેતસિંહ નામનો પરમાર રાજા રાજ્ય કરતો હતો. તેની કુંવરી ઇચ્છનીકુમારી બહુ રૂપાળી હતી; તેનાં વખાણ સાંભળી ભીમદેવે તેને વરવાની ઇચ્છા કરી. પોતાના એક પ્રધાન અમરસિંહને આબુ મોકલી માગું કર્યું. જેતસિંહે તેને બહુ માન સાથે પોતાની પાસેં પાંચ દહાડા સૂધી રાખ્યો; અને તેને સમજાવીને કહ્યું કે કુંવરીનો વિવાહ અજમેરના રાજા સોમેશ્વરના કુંવર પૃથુરાજ જોડે કરવામાં આવ્યો છે, માટે એમાં કંઇ તમારૂં વળે તેમ નથી. અમરસિંહે ધમકી આપી કે જો તમે નહિ માનશો તો ભીમદેવ આવીને તમને આબુ ઉપરથી ફેંકી દેશે; તમારા રાજ્યને ધૂળધાણી કરશે અને તમારી કુંવરીને લેઇ જશે. આ સાંભળી રાજાએ પોતાના મંત્રીઓને બોલાવી સભા ભરી ને એ બાબત વિચાર ચલાવ્યો. કોઇએ કહ્યું કે ભીમદેવ બહુ બળવાન છે, તેથી એની જોડે વેર કરવામાં સાર નથી. એ વખતે જેતસિંહનો કુંવર સલખ તરવાર હાથમાં લઇ ઉભો થયો અને કહ્યું કે આપણે કંઇ લાજ ખોવી નથી, અને એને ચોક્ખો જવાબ આપવો જોઇએ કે તારી ધમકીથી અમે કંઇ ડરવાના નથી. જેતસિંહે વિચાર કર્યો કે એકતો કુંવરીનું સગપણ થઇ

ગચું છે અને ભીમ જૈન ધર્મ પાળે છે તેથી છે-વટ 'ના'નો જવાબ આપ્યો. આ પ્રમાણે પેલા પ્રધાનને જવાબ અપાયાથી તે પાછો ગયો, અને તેણે જ્યારે બધી વાત ભીમને કહી ત્યારે તેને હાડોહાડ ક્રોધ વ્યાપી ગયો, અને એકદમ પોતાની ફોજ સજ કરાવી, તેણે ડંકો કરી ચોતરફથી લશ્કર ભેગું કર્યું. ગિરનારનો રાજા, વીરમ વાઘેલો, પીરમબેટનો ધણી વગેરે ખંડીઆ રાજાઓ મદદે આવ્યા. બીજી તરફ આબુપતિ જેતસિંહે જોયું કે મારાથી ભીમની ટક્કર ઝીલી શકાશે નહિ તેથી પોતાના વહેવાઇ સોમેશ્વર ચોહાણની મદદ માગી. પૃથુરાજે ઉત્તર વાળ્યો કે હું ફોજ લઇને મદદ કરવા આવુંછું, અને તે પ્રમાણે પોતાના પિતાને દિલ્લી કહાવી મોકલ્યું. ભીમ આબુની પાસે આવ્યો, એટલામાં પૃથુરાજ પણ આવી પહોંચ્યો. ભીમે કિલ્લાને ઘેરો ઘાલ્યો, ઘણા દહાડા લગી આબુ ઉપર યુદ્ધ ચાલ્યું, અંતે પરમાર અને ચુહાણ હાર્યા. ભીમ જય પામી આબુનો માલિક થયો. આ ફતેહ થઇ એટલે ભીમને ઘણાક સામંતોએ સલાહ આપી કે હવે લડાઇ બંધ કરવી જોઇએ. કારણ એ હતું કે આ સમયે રજપૂત રાજાઓને માથે મોટું સંકટ ઘેરાયલું હતું. શાહબુદ્દીનગોરી તેમના ઉપર ચઢી આવવા ગર્જના કરી રહ્યો હતો, તેથી સંપ સંપીને બળ એકઠું કરવાની બહુ અગત્ય હતી પણ હઠીલા ભીમે કહ્યું કે ચૌ.

હાણે આબુપતિની મદદ કરી માટે પ્રથમ તો હું તેના ઉપર ચઢી જઇશ, એણે મારૂં અપમાન કર્યું છે માટે એની પાસેથી સર્વ કબજો છોડાવીશ, તે પછી શાહબુદ્દીનની સામે યુદ્ધ કરીશ. આવી રીતે સારી સલાહ નહિ માનતાં તેણે અજમેર ઉપર ચઢાઈ કરી. હવે બન્યું એમ કે જે વખતે ભીમની ફોજ આવી તેજ વખતે શાહબુદ્દીન ગોરીનું લશ્કર પણ અજમેર આગળ આવ્યું. ઢોલને જેમ બે તરફથી થાપટ લાગે તેવી હાલત અજમેરની થઈ. બીજો કોઇ રાજા આ બેવડા હલ્લાથી ગભરાઇ જાય પણ શૂરો પૃથુરાજ હિમ્મત હાર્યો નહિ. પોતાના બારોટ **ચંદ**ને લેઇ રાતની વેળાએ તેણે ભીમ ઉપર એવો સખત હુમલો કર્યો કે તેનો હાથી કાપી નાખ્યો અને તેની તરવારના કડકા કરી નાખ્યા. ભીમદેવને ભારે નુકસાન વેઠી પાછા હઠવાની જરૂર પડી. આ જીત મેળવી પીથુ સુલતાનની સામો થયો અને તેને પણ હરાવ્યો. હવે આ તરફ ભીમ હારથી બળ્યોઝળ્યો થઈ રહ્યો હતો તેવામાં તેના જાણવામાં આવ્યું કે તેના કાકાના સાત દીકરાઓને પૃથુરાજના કાકાએ મારી નાખ્યા, આથી અગ્નિ ઉપર જાણે તેલ રેડાયું. ભીમ બીજી વાર અજમેર ઉપર ચઢી ગયો. જબરી લડાઈ જાગી. ભીમની ફોજ એવડી મોટી હતી કે આઘેથી જોતાં જાણે દરિયો ઉભરાઈ જઈ ઉછાળા મારતો ધસ્યો આવતો હોય તેવો દેખાવ થઇ

રહ્યો. સોમેશ્વરની રૈયત આવું મોટું લશ્કર દેખી દેહશત ખાઈ ઘરબાર છોડી નાશી ગઇ. **સોમ** અને ભીમ વચ્ચે દારૂણ યુદ્ધ થયું. જેમ એરણ ઉપર હથોડો પડે અથવા પહાડની ઉપર પહાડ ઝીંકાય તેવા પરસ્પર ઘાના ધડાકા થવા લાગ્યા. અંતે સોમેશ્વર રણમાં પડયો અને ભીમની ફ્તેહના ડંકા થયા. આ વખતે પૃથુરાજ દિલ્હીમાં હતો. તેણે જ્યારે આ સમાચાર સાંભળ્યા ત્યારે તે બહુ દિલગીર થયો. બાર દહાડા સૂધી તો ભોંય ઉપર સૂઇ રહ્યો. પિતાનું વેર વાળ્યા વિના પાઘડી બાંધવી નહીં એવા સપથ લીધા.

બાપની ઉત્તરક્રિયા કર્યા પછી સૈન્ય ભેગું કરીને ગુજરાત ઉપર ચાલ્યો. આ વાતની જ્યારે ભીમને ખબર પડી ત્યારે તેણે પણ પોતાના તમામ સામંતોને એકઠા કરી લડાઇની તૈયારી કરી. જેવું પૃથુરાજનું લશ્કર ગુજરાતમાં પેઠું કે લોકો નાસવા મંડયા. શત્રુની રાજનગરી બહુ થોડે છેટે રહી ત્યારે પૃથુરાજે દીવો, નિસરણી, કોદાળી, જાળ, અંકુશ, અને ત્રિશૂલ આપી ચંદ બારોટને ભીમ પાસે મોકલ્યો. તે ભીમના દરબારમાં ગયો અને તેણે ખબર આપી કે પૃથુરાજ આવી પહોંચ્યો છે. ભીમે જવાબ દીધો "કંઈ હરકત નહિ પણ તમારી જોડે આ નવાઈ જેવી વસ્તુ કેમ લાવ્યા છો, તે ઝટપટ કહીદો." ચંદે ઉત્તર આપ્યો કે, પૃથુરાજનો એવો હુકમ છે કે જો તમે

અંધારામાં સંતાઇ જશો તો તમને દીવો લેઈ શોધવા, આકાશમાં નાસશો તો આ નિરસણી વતી ચઢી તમને પકડવા, પાતાળમાં જશો તો કોદાળીથી, પાણીમાં પેસશો તો આ જાળવતી; આ અંકુશ વતી તમને વશ કરીશું અને આ ત્રિશૂળ વતી તમને પૂરા કરીશું. આવું સાંભળી ભીમ બોલ્યો કે મને તમે ઓળખ્યો નહિ; જે ખિવરાવે તેના ભૂકા કાઢી નાંખું અને લડાઇમાં જેનાથી સૌ જન ડરી જાય તેવો હું ભયંકર છું, માટે જા તારા રાજાને કહે કે ભીમ પીથુથી ડરતો નથી. આ ઉત્તર લેઈ બારોટ પૃથુરાજ પાસે આવ્યો અને સઘળી બિના કહી સંભળાવી; તેથી પવનથી આગ પ્રસરે તેવી રીતે જોશભેર લડાઇ ચાલી. સાંભર રાજાએ ભીમના ઉપર ખૂબ ઘા કર્યા અને અંતે તે જીત્યો ને ભીમ ભોંય ઉપર પડચો.

### મનહર છંદ.

સૂળરાજ પછી પાટ, બેઠો ભીમ, ભારે જોધો;
ગુણવાન શૂરો બહુ, પણ મંદ મતિનો. ૧
પૃથુરાજતણો વિત્ર', ઇચ્છીનીશું થયો હતો;
માગુ કર્યું ન કર્યો વિચાર ભાર રતીનો. ૨
લડયો સોમેશ્વર સાથે, જીત્યો જંગ પ્હેલી વારે;
આબુપર ચઢી દાટ વાળ્યો દિલ્લીપતિનો. ૩
પણ પીથુ હાથે ખાધી, છકડ અકડ બની;
ભીમ પડયો ભૂમિપર રંગ રહ્યા સતીનો. ૪

એ રાજાએ ૬૩ વરસ રાજ્ય કર્યું એટલી

લાંબી મુદ્દત સૂધી બીજા કોઇપણ રાજાએ રાજ્ય-પદ ભોગવ્યું નથી.

હવે તમને નવી વાત સંભળાવતાં પહેલાં જે જે વાતો કહેવામાં આવી છે તે સંભારી જઇએ. રાજા **જયશિખરી** ઈ. સ. ૬૯૬ માં પંચાસરમાં રાજ્ય કરતો હતો તે વખતે ભૂવડે ચઢાઇ કરી.

હાલ ઇ. સ. ૧૯૦૧ નું વરસ ચાલે છે, તેથી એ વાતને શુમારે ૧૨૦૦ વરસ થયાં. શંકર નામના બારોટે ભૂવડ આગળ સ્વદેશપ્રેમની લાગણીથી ગુજરાતનાં જે વખાણ કર્યાં, તેથી કેવું માઠું પરિણામ નીપજ્યું તે તમારા જાણવામાં આવ્યું. "ભોળો મિત્ર વેરીની ગરજ સારે." પોતાના દેશ તરફ પ્રીતિ રાખવી એ બહુ સારી વાત છે, પણ તે પ્રીતિ ખોટે રસ્તે લઇ ન જવી એ તમારે યાદ રાખવું. રૂપસુંદરીએ વનમાં બહુ સંકટ વેઠ્યું. પ્રથમ તો પોતાના પતિના મરણના સમાચાર સાંભળી તે એવી તો દિલગીર થઈ અને પોતાના જીવતરને ધિક્કારવા લાગી કે મરણ આવે તો સારૂં એમ ઇચ્છવા લાગી, પણ પછી ધીરજ રાખી તો તેનાં મીઠાં ફળ તેણે ચાખ્યાં. વનરાજે પોતાના પિતાનું ખોયેલું રાજ્ય પાછું મેળવ્યું. રૂપસુંદરીના ભાઈ સૂરપાળે કેવી બહાદુરી બતાવી તે તમે જોયું. ભૂવડે એને ઘણી ઘણી લાલચો બતાવી પણ ધન્ય છે એને કે તે જરા પણ ડગ્યો નહિ, અને જવાબ લખ્યો કે ત્રણ લોકનું

રાજ્ય મળે તોપણ હું તે મુકીને ચાલ્યો જાઉં. વનરાજની જોડે જેણે ભલાઇઓ કરી હતી તેને સારો બદલો મળ્યો; અને તે પૈકી અણહિલ ભરવાડનું નામ આજદિન સૂધી કાયમ રહી ગયું કેમકે તેના નામ ઉપરથી અણહિલપુર નગરનું નામ પડ્યું.

વનરાજ ઇ. સ. ૭૪૬ માં ગાદીએ બેઠો, તેથી તેને આજે સાડા અગીઆરસેં વરસ (૫ વરસ ઉપર) થયાં. તે બહુ ભલો ને ડાહ્યો રાજા હતો. એના પછી એના દીકરા યોગરાજે પણ સારી રીતે રાજ્ય ચલાવ્યું. એ બધા ચાવડા વંશના રાજા હતા, અને એ વંશનો છેલ્લો રાજા સામંતસિંહ નબળો ને નઠારો નીકળ્યો. તે આખો દહાડો દારૂ પી કેફમાં પડી રહેતો હતો, તેથી રૈયતને ફિકર લાગી કે રખે આ ભૂપ થકી રાજ્ય જાય ને ખરેખર તેમજ બન્યું. કેફમાં માણસ શું કરે છે તેનું તેને ભાન રહેતું નથી. કેફની ખરાબી વિષે ચોથી ચોપડીમાં કવિતા છે. "ન કેફી ચીજ પીજીએ વિચારી કામ કીજીએ" તે તમને યાદ હશે. એ વિષે કવિ નર્મદાશંકરે શું કહ્યું છે તે તમને હું કહી સંભળાવું છું. "મધુ, ચંડુલ, ભાંગ, અફીણ, થકી; તનની ભૂંડી હાલત થાય નક્કી. બહુ માંસ સુહાડકી જાય સડી; ધર માં કરમાં કંઇ કેફ કદી:" મતલબ કે એ વસ્તુ એવી હાનિકારક છે કે તેને હાથમાં ધરશો મા. યાદવોએ કેફના ધીં-

ગાળામાં એક બીજાને કાપી નાંખ્યા તે કદાચ તમે સાંભળ્યું હશે. સામંતસિંહે કેફમાં ને કેફમાં પોતાના ભાણેજ મૂળરાજને ગાદી આપી દીધી. આથી તેના ભાયાતોને બહુ ખોટું લાગ્યું, કેમકે ગાદી ઉપર હક્ક તેમનો હતો. જ્યારે સામંતસિંહ શુદ્ધિમાં આવ્યો ત્યારે તેણે ગાદી પાછી લઈ લીધી. એક સાધારણ માણસ દાન કરી તે પાછું ખેંચી લે તો તે ખોટું કામ કહેવાય. રાજાએ જ્યારે આવી રીતે આપેલું દાન પાછું લઈ લીધું ત્યારે લોકમાં તેની બહુ અપકીર્ત્તિ થઈ અને જ્યારે કોઈ માણસ આપી દીધેલી વસ્તુ પાછી લઇ લેતો ત્યારે તેણે '**આવડા દાન આપ્યું**' એમ લોકો ઠઠ્ઠા કરતા. મૂળરાજ સોળંકી વંશનો પહેલો રાજા હતો તેણે ૫૫ વરસ રાજ્ય કર્યું, પણ મુદ્દલ સુખચેન ભોગવ્યું નહિ. જે માણસ પાપ અને પરિતાપથી ભરપૂર હોય તેને જંપ વળે કેમ? મૂળરાજે પોતાના મામા સામંતસિંહ તથા બીજાં સગાંઓને મારી નાંખ્યાં હતાં તેથી હમેશા તેનું અંતઃકરણ ડંખતું હતું. પાપનું નિવારણ શી રીતે થાય તેના ઉપાયો યોજવા તે ભટકતો ફરતો હતો અને અંતે ચામુંડને રાજ સોંપી સિદ્ધપુરમાં રહ્યો. એના પછી ચામુંડ અને તે પછી તેના દીકરા નાગરાજનો દીકરો ભીમદેવ ગાદીએ બેઠો. એ રાજાના વખતમાં મુખ્ય બનાવ સુલતાન મહમૂદ ગઝનવીની ગુજરાત ઉપર ચઢાઇ તથા સોમ-

નાથના દહેરામાં ચાલેલી લૂંટ છે. એ ઉપરાંત સિંધ અને ચેંદીના રાજા ઉપર ભીમે ચઢાઇ કરી અને જીત મેળવી. અજમેરના રાજા વિશળદેવે મુસલમાનો પાસેથી કેટલોક મુલક પાછો લેઈ લીધો તેમાં ભીમે મદદ ન કરી તે માટે તેણે ગુજરાત ઉપર ચઢાઈ કરી અને ભીમને હરાવ્યો, એ પણ તમને યાદ હશે. વીસલનગર અથવા હાલ જેને વીસનગર કહે છે તે પોતાની જીતની એંધાણી તરીકે વિશળદેવે સ્થાપ્યું. ભીમ તથા ભોજ વચ્ચે અણબનાવ થયો હતો તે તમારા જાણવામાં છે. ભોજે લશ્કર સાથે પોતાના પ્રધાનને અણહિલપુર મોકલ્યો હતો તેમાં તેની જીત થઇ હતી. છેવટ ભીમે કાશીના રાજા કરણ જોડે મળી ધારા નગરી ઉપર હલ્લો કર્યો હતો. આ લડાઈ ચાલતી હતી તેવામાં ભોજનું મરણ થયું તેથી બન્નેએ મળી વગર મહેનતે ફતેહ મેળવી. ભીમ એક વાર વેશ બદલી ભોજની કચેરીમાં ગયો હતો, કેમકે ભોજની કીર્ત્તિ વિષે તેણે બહુ સાંભળ્યું હતું તેથી દરબાર જોવા તેની ઇચ્છા થઇ હતી. **હેમાચાર્ય** પોતાના ઈતિહાસમાં લખે છે કે ભીમે ઘણી સારી રીતથી રાજ ચલાવ્યું. ચોર તથા લૂટારાઓને ઘણી ચાલાકીથી પકડી તેમને તે શિક્ષા કરતો.

ગિઝની ક્યાં છે તે પણ તમને કહેવામાં આ-

વ્યું છે. ભીમદેવના વખતમાં વિમળશા નામના શ્રીમંત વાણિયાએ દેલવાડામાં આરસ પહાણનાં જોવા લાયક દહેરાં બંધાવ્યાં, તે તમને યાદ હશે. એ સિવાય એ વાણીઆએ કુંભારીઆમાં પણ બહુ સારાં દહેરાં કરાવ્યાં છે. એ ગામ આરાસુરના પર્વત ઉપર આવેલું છે.

કરણ રાજાની રાણી મિનળદેવી જરા કદરૂપી હતી. તેથી રાજા તેને ચાહતો નહોતો પણ થોડીજ મુદતમાં પોતાના સદ્ગુણના બળથી તેણે કરણનો પ્યાર પોતા તરફ ખેંચી લીધો, અને તે સુખી થઈ. વળી તે શેતરંજ રમવામાં કુશળ હતી તેથી રાજાની પ્રીતિ દિનપ્રતિદિન વધતી ગઈ. કરણના વખતમાં કરણસાગર નામનું તળાવ બંધાયું, ને હાલ અમદાવાદ છે તે ઠેકાણે તેણે કર્ણાવતી નગરી વસાવી તે તમારા જાણવામાં છે. એ સિવાય એણે ભીલ લોકોને વશ કર્યા. આશો ભીલ લોકોને બહુ દુઃખ દેતો હતો તેના ઉપર તેણે ચઢાઈ કરી તેને જીતી લીધો. એ ભીલ આશાપલ્લીમાં રહેતો હતો. હાલ તેને આશાવળ (અસારવા) કહે છે અને તે અમદાવાદની પૂર્વે દોઢ માઈલ ઉપર છે. એનો ત્રણ વરસનો ટિનકુડીઓ કુંવર ભારે ઠાઠથી ગાદી ઉપર ચઢી બેઠો, અને કરણે મહુરત જોઈ તેને ગાદી ઉપર બેસાડવાની ક્રિયા કરી તે તમે વિસર્યા નહિ હો.

આ પ્રતાપી રાજા સિદ્ધરાજ અથવા જેને **સિદ્ધરાજેસંગ** કહેછે તેના રાજના બનાવો સંભારી જઇએ. સૌથી પહેલા તો જાણવાનું એ છે કે એના બાપ કરણે ત્રણ વરસની ઉમરે એને ગાદીએ બેસાડયો હતો, તેથી એનો મામો મદનપાળ રાજકારભાર ચલાવતો. તમને યાદ હશે કે તે રૈયત ઉપર જુલમ કરવા લાગ્યો તેથી તેને મારી નાંખવામાં આવ્યો હતો. તે પછી રાજ્યની લગામ **મીનળદેવીના** હાથમાં આવી. તેણે સારી રીતે રાજ્ય કર્યું. વિરમગામમાં **મુનસર** અને ધોળકામાં **મલાવ** એ બે તળાવો એના વખતમાં થયાં. પોતાની માના વચનનું માન રાખીને તેણે જાત્રાળુ ઉપરનો બોત્તેર લાખનો કર માફ કર્યો તે પણ તમને સાંભરતું હશે; અને તે ઉપરથી તમારે ધડો લેવાનો છે કે માનું મન નહિ દુઃખાય તેવી રીતે તમારે વર્તવું. એના વખતમાં બે મોટી જીત થઈ. એક તો **સોરઠ** અથવા જેને હાલ કાઠિયાવાડ કહેછે તે તથા બીજી જીત **માળવાની**. એ દરેક દેશ જીતતાં એને બાર બાર વરસ લાગ્યાં હતાં. **જુનાગઢનો** કિલ્લો તો રાખેંગારના ભાણેજ દેશળજીના દગાથી લેવાયો એ તમને કહેવામાં આવ્યું છે. પણ રાખેંગારનો વાંક એમાં હતો ખરો. દારૂના નિશામાં દેશળજીને એણે રાણકદેવી પાસે મોકલ્યો, અને તેમાંથી

હાનિ થઇ. **સામતસિંહની** ખરાબી કેફમાં થ-
ઇ હતી તે તમે જાણોછો, માટે કેફી વસ્તુનો ત્યા-
ગ કરવો. માળવાના રાજા **યશોવર્માની ધારા-
નગરી,** યશઃપટહ નામના વફાદાર હાથીએ
પોતાનો પ્રાણ આપી, કિલ્લાનો દરવાજો તોડીને
જીતી આપી. એને લગતી એક નવી બાબત ત-
મને કહેવા જેવી છે. રાજા યશોવર્માને જ્યારે
દોરડાથી બાંધીને પાંજરામાં ઘાલવામાં આવ્યો
ત્યારે એક મસ્ખરાએ નાચતાં નાચતાં એમ ગા-
યું કે ‘નાવડામાં સમુદ્ર ડૂબ્યો.’ તમને ઘણુંકરી
ખબર હશે કે નાના નાવ અથવા હોડીને નાવ-
ડું કહેછે. હવે સમુદ્ર નાવમાં શી રીતે ડૂબે? આ-
વા નવાઇ જેવા બોલ સાંભળીને રાજાએ તેને પૂ-
છ્યું, એ તું શું બકે છે? ત્યારે તેણે અર્થ કહી
સંભળાવ્યો કે સમુદ્ર સમાન મોટો મુલક માળ-
વા તેનો રાજા નાવડા જેવી ગુજરાતની ધરતીમાં
ડૂબ્યો. આ સાંભળી રાજા પ્રસન્ન થયો અને તેને
સારૂં ઇનામ આપ્યું. એજ જીત સંબંધી હેમા-
ચાર્યે જે શ્લોક કહ્યો હતો તેનો સાર તમને યાદ
હશે. એના વખતમાં પાટણમાં **રૂદ્રમાળા** ના-
મનું ભાગી ગયેલું દેહરૂં ફરીથી ચણાવવામાં આ-
વ્યું અને **સહસ્ત્રલિંગ** નામનું તળાવ બંધાયું.
બીજા પણ કુવા, વાવ, ધર્મશાળાઓ વિગેરે એ-
ટલા બધા બંધાયા કે ગુજરાતમાં કોઇપણ ખં-
ડેર જોવામાં આવે તો તે પ્રથમ સિદ્ધરાજે

ધાવેલું હશે એમ સાધારણ રીતે લોકો કહેછે. રૈયતને એણે સારૂં સુખ આપ્યું, પણ બે ત્રણ બહુ ઘાતકી કામ એણે કર્યાં. કુમારપાળના બાપ ત્રિભોવનપાળને એણે મારી નાખ્યો. કુમારપાળને દુઃખ દીધું અને રાણકદેવીના બન્ને કુંવરોને એણે મારી નાખ્યા.

એના મોટા દીકરાને જ્યારે સિદ્ધરાજે મારી નાંખ્યો ત્યારે એ સતીએ શ્રાપ દીધો કે તારી ગાદી નિરવંશ જજો અને ખરેખર તેમજ બન્યું. જે પુરૂષને ગાદી ન મળે એવી તેની પ્રબળ ઇચ્છા હતી તેજ પુરૂષ એટલે કુમારપાળ ગાદીએ બેઠો. આવી રીતે તે પોતાની ધારણામાં નિષ્ફળ થયો. સિદ્ધરાજના સેનાપતિઓમાં જગદેવ પરમાર કરીને એક પ્રખ્યાત લડવૈયો હતો, વળી બીજો બળવાન લડવૈયો માંગુ હતો. એના કરતાં પણ બળિષ્ટ બાબરો હતો. તેમણે મુલકો જીતવામાં એ રાજાને સારી મદદ કરી હતી. કુમારપાળ બહુ દયાળુ રાજા થઇ ગયો. નાનપણમાં તેણે બહુ દુઃખ વેઠ્યું. સિદ્ધરાજે તેને મારી નાંખવા વિચાર કર્યો હતો, તેથી તે સંતાતો ફરતો હતો પણ એને મુખ્ય મદદ તો સિદ્ધરાજના પ્રધાન ઉદયનેજ કરી હતી. બધા રાજાઓમાં સૌ કરતાં મોટી ઉમરે ગાદીએ બેસનાર એ હતો. તમને કોઈ પૂછે કે સૌ કરતાં નાની ઉમરે ગાદીએ બેસનાર કોણ?

સિદ્ધરાજ. નહિ, સંભારી જુઓ. એક રાજમાતા કુંવરને ખોળામાં લેઇ લડાઈ જોતી હતી તે બાળ રાજાનું નામ શું ? બાળમૂળરાજ. બરોબર. સિદ્ધ-રાજ નાની ઉમરે ગાદીએ બેઠો એ વાત ખરી પણ બધા કરતાં નાની વયે ગાદીએ બેસનાર બીજો મૂળરાજ હતો. કહાનદેવના દાખલા ઉપરથી તમારા જાણવામાં આવ્યું હશે કે અહંકાર અને રાજાની જોડે બેઅદબી કરવાનાં ફળ કેવાં થાયછે. ખરૂં છે કે કહાનદેવની મદદથી કુમારપાળને ગાદી મળી. પણ જ્યારે તે રાજા થયો ત્યારે કહાનદેવની ફરજ હતી કે તેની સાથે વિવેકથી વાત કરવી; પણ એટલું તે સમજી શકયો નહિ, તેથી તેને પોતાના બે અમુલખ રત્ન ખોવાં પડચાં. આલિંગ કુંભારે તેને વાસણોના ઢગલામાં સંતાડચો હતો અને તે ચાકરીના બદલામાં તેને સાતસેં ગામનું ઈનામ આપ્યું હતું, સૌથી વધારે કીમતી મદદ હેમાચાર્યે કરી હતી. અનેતેના બદલામાં જ્યારે કુમારપાળ રાજા થયો ત્યારે તેનો દાસ બની રહ્યો. કોઇએ આપણા ઉપર ઉપકાર કર્યો હોય તો લાગ આવે ત્યારે સાટું વાળી આપવા ચૂકવું નહિ. જીવની હિંસા ન કરવી એ હુકમ પણ એ આચાર્યના કહેવાથીજ તેણે કાઢયો હતો અને જૈન ધર્મના તેણે બાર વૃત પાળ્યાં હતાં. એ સૂરિને તે કેટલું બધું માન આપતો તે તમને હેમખાડાની વાત ઉપરથી સમજાયું હશે. એણે કોકણ પ્રાં

જીતી લેવા આમ્રભટને મોકલ્યો હતો એકવાર તે હાર્યો પણ બીજી વાર તે ફતેહમંદ થયો, અને ત્યાંનો રાજા મલ્લિકાર્જુન માર્યો ગયો. ઉદયન મંત્રીએ કુમારપાળનું રક્ષણ સારી રીતે કર્યું હતું તેથી તેના દીકરા વાગ્ભટદેવને તેણે પોતાનો મદદગાર પ્રધાન ઠરાવ્યો હતો, પણ ઉદયનનો બીજો દીકરો વાહડ કરીને હતો તે સિદ્ધરાજનો બહુ માનિતો હતો તે કુમારપાળના હુકમમાં રહ્યો નહિ અને નાગોર દેશમાં આનાક કરીને રાજા હતો તેની નોકરીમાં જઇને રહ્યો. વળી એજ પ્રધાનપુત્રના સમજાવ્યાથી એ રાજાએ કુમારપાળ ઉપર ચઢાઈ કરી પણ તેમાં તે હાર્યો, અને તાબેદારી કબૂલ કરી પોતાની દીકરી કુમારપાળ વેરે પરણાવી. ચિતોડના લાખણ મંદીરમાં ઇ. સ. ૧૧૫૧ ની સાલનો લેખ છે તેમાં એને માટે લખ્યું છે કે એણે સર્વ શત્રુને દળી નાંખ્યાં; અને તેની આજ્ઞા પૃથ્વી ઉપર બીજા રાજાઓએ માથે ચડાવી. એના વખતમાં હેમચંદ્રે ઘણા ગ્રંથો લખ્યા છે. એણે એકત્રીસ વરસ રાજ્ય કર્યું.

બીજા મૂળરાજને બાળમૂળરાજ કહેછે; કેમકે તે ગાદીએ આવ્યો ત્યારે બહુ નાની ઉમ્મરનો હતો. એનો કાકો ભીમ રાજકાજ કરતો હતો. એ ક્યારે ગાદીએ આવ્યો તે તમને સહેલી રીતે યાદરહે તેમ છે. બે એકડા ને બે સાતડા એટલે

કે ૧૧૭૭. એણે બે વર્ષ રાજ્ય કર્યું. વળી એ ઓંજો મૂળરાજ થયો તેથી ચાર રીતે બગડો તમને બરાબર યાદ રહેશે.

ભીમદેવ બીજો શૂરવીર હતો પણ તે કેવો હઠીલો હતો તથા અવિચારી હતો તે એણે કરેલી આબુપતિ ઉપર ચઢાઈ દેખાડી આપે છે. ઇચ્છનીકુમારીની સગાઇ પૃથુરાજ જોડે થઇ ગઇ હતી; છતાં તેને વરવા એણે ઈચ્છા કરી અને યુદ્ધ કર્યું અને છેવટ પૃથુરાજને હાથે તેણે હાર ખાધી, એ બધું તમને કહેવામાં આવ્યું છે. વિશેષ તમને કહેવા જેવું એ છે કે જે વખતે ભીમે આબુને ઘેરી લીધો તે સમયે શાહબુદ્દીન ગોરી તમામ રજપૂત રાજાઓને તાબે કરવા તલપી રહ્યો હતો, તેથી કેટલાક પટાવતોએ એને સમજાવ્યો કે આ વખત લડાઈ કરવાનો નથી પણ રજપૂતોએ સંપ કરી એકત્ર થઈ શાહબુદ્દીનની સાથે બાથ ભીડવાનો છે. પણ આ ભોળા તથા હઠીલા રાજાએ કોઈનું માન્યું નહિ. રજપૂતોમાં કુસંપ હતો તેથી શાહબુદ્દીન ફાવ્યો અને પૃથુરાજ પર તેણે જીત મેળવી.

હવે આપણે વાઘેલા વંશ વિષે વાત કહીએ ત્રિભોવનપાળથી સોળંકી વંશનો અંત આવ્યો. કુમારપાળને તેના મસીઆઇ ભાઈ આનાક નામના સોલંકીએ મદદ આપી હતી, તેથી રાજાએ તેને

આણુંદની પાસે વાઘેલ નામનું ગામ આપ્યું અને દરબારમાં સામંત કરી રાખ્યો હતો. ધવલકપુર (ધોળકા)ના વસાવનાર ધવલકનો તે પુત્ર હતો. એક વખત રાજા નિદ્રામાં હતો અને આનાક ચોકી કરતો હતો એવામાં એક માણસ મેડી ઉપર ચડી આવ્યું. આનાકે પૂછ્યું કે કોણ છે? એમ કહી તેને રોકયો. તપાસ કરતાં તેને માલૂમ પડ્યું કે એ માણસ તો પોતાને ઘેર દીકરો આવ્યાની વધાઇ લાવ્યો હતો. આનાકે આ ખુશ ખબર સાંભળીને તેને વિદાય કર્યો એટલામાં રાજા જાગી ઉઠયો અને એ માણસ કેમ આવ્યો હતો તે પૂછ્યું. તેણે પોતાને ત્યાં પુત્ર આવ્યાની વાત કહી. રાજાએ કહ્યું કે દરવાને તેને રોકયો નહિ ને તે ઉપર ચઢી આવ્યો તેથી ખચિત એ પુત્ર ગુજરાતનો રાજા થશે. પણ અહીંથી તે માણસ પાછો ઉતર્યો એટલે તેનું રાજ્ય અણહિલ્લવાડમાં નહિ પણ બીજી જગ્યાએ થશે. આ પ્રતાપી પુત્ર લવણપ્રસાદ પાછળથી ભીમદેવનો પ્રધાન થયો હતો પણ રાજાની જોડે અણબનાવ થયાથી તેણે ધોળકા લઈ લીધું અને પોતાનું નોખું રાજ્ય કર્યું. એનો દીકરો વીરધવળ પાટણમાં રાજ્ય કરતો હતો પણ તેણે રાજ્યચિન્હ ધારણ કર્યાં નહોતાં.

## ૬૫. વીરધવળની વાત.

લવણપ્રસાદને તેની મદનરાગણી નામની સ્રીને પેટે વીરધવળ નામનો પુત્ર થયો. પૃથુરાજ સામેની લડાઇમાં તે ભીમદેવની સાથે હતો. તે જ્યારે મોટી ઉમ્મરનો થયો ત્યારે બાપ દીકરો જોડેજ રાજકાજ કરવા લાગ્યા. પણ લવણપ્રસાદ ઘણુંકરી ધોળકામાંજ રહેતો. એક દહાડો વીરધવળે સ્વપ્નમાં એક દેવીને એમ કહેતાં સાંભળી કે વસ્તુપાળ અને તેજપાળ બે વાણીઆ ભાઇ છે, તેઓ રાજકાજમાં કુશળ છે માટે તેમને તારા પ્રધાન બનાવ. આ ઉપરથી એ બે ભાઇને તેડાવી તેમને પ્રધાનપદની વીંટી પહેરાવી. તેઓની સલાહ લઇ તેણે કેટલાક છકી ગયેલા જુના અધિકારીઓને દંડી તેણે પુષ્કળ પૈસો સંપાદન કરી પોતાનું લશ્કર વધાર્યું. ધોળકાની ગાદી પોતાના બાપને સોંપી, વસ્તુપાળને ખંભાતનો સૂબો ઠરાવી, વીરધવળે તેજપાળને પોતાની સાથે રાખી સોરઠ ઉપર ચડાઇ કરી. વામનસ્થળીમાં તેના બે સાળા સાંગણ અને ચામુંડ રાજ્ય કરતા હતા ત્યાં આવી લાગ્યો. તેની સ્રી **જયતળ** પોતાના ભાઇઓ આગળ આવી કહેવા લાગી કે તમારી બહેનનો પતિ બહુ પરાક્રમી છે; ગુજરાતમાં નગરે નગર તે દંડતો આવ્યો છે; માટે તમે પણ ધન ઘોડા ઇત્યાદી આ-

પી એને સંતુષ્ટ કરો. તેમણે જવાબ આપ્યો કે તું એમ જાણતી હશે કે મારા ભાઇઓ લડાઇ કરશે અને હું પતિ વિનાની થઇ દુઃખી થઇશ; પણ એવી ફિકર તું રાખીશ નહિ. અમે બાપની પેઠે તને પાળીશું. તેમની બેને કહ્યું તમે ભૂલો છો, પાછળથી બહુ પસ્તાશો; પણ તેમણે માન્યું નહિ. લડાઈમાં બંને ભાઇઓ માર્યા ગયા, વીરધવળ ફતેહ કરી પાછો આવ્યો ત્યારે એક ચારણે સભામાં એક ચરણ* સંભળાવ્યું. તેની મતલબ એ હતી કે આ જીત છ જણે કરી. આ સાંભળી જે સરદારો સોરઠ જોડે ગયા હતા તેમને ચટપટી થઇ કે એ છ જણમાં અમારૂં નામ આવે તો સારૂં. આ ધારણાથી તેમણે પેલા ચારણને બહુ ધન આપ્યું. બીજે દહાડે તેણે બીજું ચરણ કહ્યું× તેનો અર્થ એ છે કે બે હાથવાળા વીરધવળે અને ચાર પગવાળા ઉપરવટે (ઘોડાનું નામ) એ જીત કરી. આથી પેલા બીચારા સરદારો બહુ નિરાશ થયા કેમકે તેમણે પૈસા આપ્યા તેનું કંઇ ફળ મળ્યું નહિ. વીરધવળ બહાદુર તેમજ ઇન્સાફી હતો. તે રૈયતના સુખ માટે બહુ કાળજી રાખતો હતો. પોતાના શત્રુને કાળ જેવો હતો પણ રૈયતને સુખનો ઝરો હતો. તે દયાવંત,

---

* "જીત ઉં છહિ જણેહિ સમહિર વાજિયધ."
× "બિહુ ભુજિ વીરતણેહિં ચહુ પગ ઉપરવટ તણે."

ક્ષમાવાન અને ધર્મી હતો, તેના ચાકરો તેને એટલી હદ સૂધી ચાહતા હતા કે જ્યારે તે મરણ પામ્યો ત્યારે તના શોકથી એકસો એંશી ચાકર ચિંતામાં પડી મરણ પામ્યા અને બીજા કેટલાક પડવા ઇચ્છતા હતા તેમને તેજપાળે લશ્કરના બળથી અટકાવ્યા.

**ગોધ્રાનો રાજા ધુંધલ**–વીરધવળે આ રાજાને કહેણ મોકલ્યું કે જેમ બીજા રાજાઓ મને તાબે થયાછે તેમ તું પણ થા, નહિ તો સાંગણ અને ચામુંડ જેવા હાલ થશે. જવાબમાં તેણે એક સાડી તથા કાજળની દાબડી મોકલી. આથી તેણે એવું સૂચવ્યું કે તમે રાજ્ય કરવાને નાહ પણ આ બે ચીજો વાપરવા લાયક છો. વીરધવળે ચિડાઈને તેજપાળને લશ્કર સહિત ત્યાં મોકલ્યો. ભારે લડાઇ થઈ તેમાં છેવટ ધુંધલ હાર્યો. તેજપાળ તેને વીરધવળની કચેરીમાં લાવ્યો. તેણે હુકમ કર્યો કે પેલી બે જણસો લાવો. એની સગરૂરી તોડવા માટે એણે મોકલેલી સાડી એનેજ પહેરાવવામાં આવી અને કાજળની ડબી દોરાથી બાંધી કોટે લટકાવી. આ અપમાન સહન નહિ થયાથી ધુંધલ આપઘાત કરી મરણ પામ્યો. વીરધવળને બે દીકરા હતા. મોટો વીરમદેવ ને બીજો વિશળદેવ. વીરમદેવ લાંઠ હતો અને વસ્તુપાળ જોડે તેને અણબનાવ હતો તેથી તે પ્રધાનનો વિચાર વિશળદેવને ગાદી આપવાનો હતો, તેથી વીરધવળના મરણ પછી જ્યારે મોટા કુંવર વીરમદેવે ગાદીને માટે દાવો કર્યો ત્યારે એ પ્રધાને તેને મારી નંખાવ્યો, અને વિશળદેવને ગાદી આપી.



૧ અર્ણોરાજ.
૨ લવણપ્રસાદ.
૩ વીરધવળ.
૪' વિરમ.
૪'' વીસલ.
૪''' પ્રતાપમલ્લ
૫ અર્જુનદેવ.
૬ સારંગદેવ.
૭કરણઘેલો.

## ૧૬. વિશળદેવની વાત.

આ સમયે સોલંકી બહુ નબળા પડી ગયા હતા, તેથી વિશળદેવે ત્રિભોવનપાળ ઉપર હ-લ્લો લઇ જઈ તેને નસાડી મૂક્યો, અને પોતે રાજા બન્યો. વાઘેલાવંશનો એ પહેલો રાજા થયો. એણે માળવાના રાજાની જોડે લડાઇ કરી તેને હરાવી ખંડણી આપવા ફરજ પાડી હતી. પ્રથ-મ કહેવામાં આવ્યું છે કે ભોળા ભીમે કુમા-રપાળની માશીના દીકરા આનાક સોલંકીને વાઘેલ ગામ આપ્યું હતું તે ઉપરથી એના વંશના બધા વાઘેલા કહેવાયા. વિશળદેવ ગાદીપતિ થયો તે પછી થોડી મુદતમાં કર્ણાટકના રાજાએ પોતાની કુંવરીને માટે સ્વયંવર રચ્યો તેમાં હિંદુસ્તાન માંહેલા મોટા મોટા રાજાઓને નોતરૂં મોકલવા-માં આવ્યું હતું, અને તેમાં વિશળદેવનું નામ પણ હતું. ભાગ્યશાળી એજ નિવડ્યો; કેમકે કું-વરીએ બધા રાજાઓમાંથી એને પસંદ કરી વર-માળા પહેરાવી, અને ઠાઠમાઠ સાથે લગ્ન થયાં. વિશ્વામિત્રી સ્ટેશનથી સાંકડા માપ ઉપર નાનક-ડી ગાડી ફરે છે તે તમે જોઇ હશે. એ ગાડીમાં બેશી ચાણોદ જવાય છે અને રસ્તામાં ડભોઈનો ગાયકવાડી કિલ્લો આવે છે; એ કિલ્લો આ રાજાએ બંધાવ્યો હતો. છપ્પનો દુકાળ તમને બરાબર યાદ હશે. એવોજ દુકાળ આ રાજાના વખતમં

પડ્યો હતો. અનેક ઢોર તથા માણસો મરવા લાગ્યાં હતાં. રાજા બહુ દયાળુ ને સારા મનનો હોવાથી તેણે પોતાના અધિકારીઓ ઉપર હુકમ મોકલ્યો કે કોઈપણ મનુષ્યને બનતા સૂધી ભૂખે મરવા ન દેવો. ગરીબોને ચોતરફ તે છૂટે હાથે ધાન્ય આપતો હતો, અને લોકોના આશિર્વાદ પામતો હતો. એ દુકાળ સમયે જગડુશાહ નામના વેપારીએ બહુ દાન કર્યું હતું. તેણે ૧૧૨ દાનશાળાઓ સ્થાપી હતી. મહમૂદ ગઝનવીએ જે જે દહેરાંનો નાશ કર્યો હતો તેને એ રાજાએ સમરાવ્યાં, અને વિજાપૂર નામનું શહેર વસાવ્યું. એનો પ્રધાન વસ્તુપાળ હતો.



## ૧૭. વસ્તુપાળની વાત.

તે બહુ ઉદાર દિલનો હતો. કવિઓની તે ખુબ જાણનાર હતો. એક વાર એણે ખોદાવેલા સરોવર સંબંધી એક કવિએ બહુ અસરકારક કવિતા બનાવી તેથી તેને ચાર હજાર રૂપીઆ ઈનામના આપ્યા. એના વખતમાં સોમેશ્વર નામનો એક ચંચળ કવિ હતો તેને એણે એક સમશ્યા પૂછી કે 'કાક કે ઊંટ" એનો હેતુ એ કે બનાવોની સાંકળ એવી રીતે જોડવી કે આ પ્રશ્ન બરાબર લાગુ પડે. કવિએ નીચે પ્રમાણે રચના કરી " જેણે મારા પતિનું અહીં પધારવાનું પ્રથમથી સૂચવ્યું તેને, કે જેણે મારા પતિને અહીં આણ્યો તેને હે સખી હું પૂજું? સારાંશ કે કાગડાએ આવવાનું સૂચવ્યું અને ઊંટ તેડી લાવ્યો માટે એ બેમાંથી હે સખી હું કોને પૂજું? આ જવાબથી વસ્તુપાળ બહુ ખુશ થયો અને તેણે ઈનામ તરીકે સોળ હજાર દ્રામ્મ એટલે ચાર હજાર રૂપીઆ આપ્યા. આ બનાવ વીરધવળનો એ પ્રધાન હતો તે વખતે બન્યો હતો. એ પ્રધાને આબુ, ગિરનાર અને શત્રુંજાના પહાડો ઉપર બહુ રમણીય દહેરાં બંધાવેલાં છે. આબુ ઉપરના વખણાયલાં દહેરાંઓમાં સૌથી સુંદર એનું ચણાવેલું છે, અને તેનું ચિત્ર જોડેના પૃષ્ટમાં આપેલું છે.

ગણાતો હતો. વસ્તુપાળ જ્યારે ખંભાત આવ્યો ત્યારે બધા શાહુકાર તેને મળવા ગયા, પણ માત્ર એ એકલો ગયો નહિ આથી વસ્તુપાળને માઠું લાગ્યું. એક ભાટને તેની પાસે મોકલી કહેવરાવ્યું કે બીજા બધા આવી ગયા, અને તમે કેમ આવતા નથી? તેણે જવાબ આપ્યો કે હું કોઈ અધિકારીને મળવા જતો નથી પણ સામા અધિકારીઓ મારે ત્યાં મળવા આવેછે. આ જવાબ સાંભળી પ્રધાનને રોષ ચડયો અને ફરી કહાવી મોકલ્યું કે તમે વિનય પ્રમાણે નહિ વર્તો તો સજા પામશો. આ ઉપરથી તેણે શંખને બધી હકીકત લખી. પેલાએ વસ્તુપાળને કહેવરાવ્યું કે ખબરદાર, સિદ્દીક મારો દોસ્ત છે માટે એને કોઈપણ રીતની અડચણ થવી ન જોઇએ. વસ્તુપાળે કહેવરાવ્યું કે તમારે એની વહારે ચઢવું હોય તો આવી જાઓ. આ સંદેશો સાંભળી શંખે **સ્થંભતીર્થ** ઉપર ચઢાઇ કરી. જબરી લડાઇ થઇ. ભૂવનપાળ નામનો જોરાવર પટાવત વસ્તુપાળ જોડે હતો. શંખ અને તેની વચ્ચે હાથોહાથ લડાઈ થઇ તેમાં શંખે તેના કાપલે કાપલા ઉરાડી દીધા, પણ વસ્તુપાળે ઘસારો કરી શંખને હણ્યો. આથી તેની કીર્તિમાં બહુ વધારો થયો. સિદ્દીકનું ઘર લૂટીને બહુ સોનું એકઠું કર્યું અને તે સર્વે પોતાના રાજાને મોકલી દીધું તેથી તે બહુ રાજી થયો.



## ૧૮. કરણની વાત.



એ રાજાને બે નાગર પ્રધાન હતા. એક માધવ અને બીજો કેશવ. એ બન્ને ભાઇઓ હતા. મૂળમાં તેઓ કચ્છના વતની હતા. એ વાત નીચેની કવિતા ઉપરથી સાફ જણાઇ આવેછે. "વછત્ર વાડી પીપળે, સોરઠ શંકર વાસ; કચ્છધરા માધવ કુંવર, નાગર અવિચળ નામ." તેઓ નોકરીની ઉમેદે વાઘેલા રાજ્યમાં આવી રહ્યા હતા. માધવ ઘણો હઠીલો અને ચિડાઉ હતો, તે સંબંધી નીચે પ્રમાણે દાખલો છે. એક વખત માર્ગમાં તેને એક કાંટાનું ઝરડું વળગ્યું. આ વખત તેની પાસે કંઈ હથિયાર નહોતું તેથી ઝરડું કાઢી ઘેર ગયો પણ થોડી વારમાં ઘેરથી એક કુહાડો લાવી તે ઝરડાને તેણે થડ મૂળમાંથી કાપી નાંખ્યું. માધવની સ્ત્રી અત્યંત રૂપાળી હતી. એક દહાડો મહાદેવના દર્શન કરવા સારૂ કરણ ગયો હતો તે વખતે પોતાના પ્રધાન માધવની સ્ત્રી તેના જોવામાં આવી, તેનું નામ રૂપસુંદરી હતું. અને ખરેખર તે રૂપ રૂપનો અવતાર હતી. રાજા તેના પર એવો તો મોહિત થઈ ગયો કે ગમે તે પ્રકારે તેને પોતાની રાણી કરવી, એવો નિશ્ચય કર્યો. યુક્તિ કરી માધવને બહુ દૂર દેશ મોકલ્યો. તમે જાણોછો કે કચ્છના ઘોડા વખણાય છે; તેથી જાતવાન ઘોડાઓની

ખરીદીને બહાને તેને કચ્છ મોકલી દીધો. પછી સિપાઇઓ મોકલી માધવના ઘરને ઘેરો ઘાલ્યો. નાયકે ઘરમાં પ્રવેશ કરી કેશવને સમજાવ્યો કે રાજાએ રૂપસુંદરીને લઇ જવા અમને હુકમ આપ્યો છે માટે તું ડાહ્યો હોય તો ચુપ ચુપ એને લઈ જવા દે. કેશવે કહ્યું કે હું નાગર બચ્ચો છું અને જ્યાં સૂધી દેહમાં પ્રાણ હશે ત્યાં સૂધી એમ થવા દેનાર નથી. આ સાંભળી નાયકે કેટલાક સિપાઈઓને ઇશારત કરી કે એને મારી નાંખો. તે ઉપરથી તેઓ તેના ઉપર તૂટી પડ્યા. કેશવે પોતાની બહાદુરી સારી પેઠે બતાવી. બે ત્રણ સિપાઈઓને ઠાર કર્યા પણ સિપાઇઓ ઘણા હોવાથી તેનું બળ ચાલ્યું નહિ અને ઘણા જખમો ખાઇ તે કપાઇ મૂઓ; એની પાછળ એની સ્ત્રી સતી થઈ. આ બનાવથી લોકો ત્રાહિ ત્રાહિ કરી રહ્યા, અને સૌ જાણ કરણને દુષ્ટ કહેવા લાગ્યા. બીજી તરફ રૂપસુંદરીને બેભાન હાલતમાં રાજાના મહેલમાં લઈ ગયા. રાજાએ ગુલાબનું પાણી છાંટી તેને સચેત કરી. જ્યારે તે સારી પેઠે હોશમાં આવી અને રડવા લાગી ત્યારે રાજાએ બહુ બહુ પ્રકારે તેને સમજાવી અને કહ્યું કે જે થયું તે થયું, હવે તું કલ્પાંત શીદને કરેછે? તારે તો હવે રાજી થવું જોઇએ, કેમકે તારૂં ભાગ્ય ઉઘડ્યું, હવે તું મારી રાણી થઇ. પછી જ્યારે માધવ કચ્છથી [illegible]ર્યો, અને ઘરના આ[illegible] સમાચાર સાં[illegible]

ત્યારે તેને અત્યંત ખેદ થયો અને તરેહવાર વિચારો તેના મનમાં આવવા લાગ્યા. પોતાની બજાવેલી સેવા તથા કરણનું કપટ તેને ઘડી ઘડી યાદ આવતાં છેવટ તેણે આ પ્રમાણે મનમાં ઠરાવ કર્યો.—"હું તોજ ખરો કે એના ઉપર પૂરેપૂરૂં વેર લઉં અને એના રાજ્યનું સત્યાનાશ વાળું." આવી રીતે વિચારતાં વિચારતાં તેણે મનમાં નક્કી કર્યું કે દિલ્લીના બાદશાહને હકીકત જાહેર કરી ગુજરાત ઉપર ચડાઈ કરવા તેને ઉશ્કેરૂં. આ વખતે દિલ્લીની ગાદી ઉપર સુલતાન અલાઉદ્દીન હતો, તે બહુ ઘાતકી સ્વભાવનો હતો તેથી તેને અલાઉદ્દીન ખુની કરીને કહેતા. આ બાદશાહની પાસે ૬૦ સરસ કચ્છી ઘોડાની ભેટ માધવ લઇ ગયો અને પોતાના ઉપર વીતેલું દુઃખ કહી બતાવ્યું અને મદદ માગી. બાદશાહે માધવની બધી હકીકત ધ્યાનથી સાંભળી અને ગુજરાત ઉપર પોતે ચડાઇ લઈ જવાની માગણી ખુશીથી કબૂલ રાખી. પોતાના ભાઈ અલેફખાં તથા સરદાર નસરતખાંને મોટી ફોજ આપી માધવની જોડે મોકલ્યા. અલેફખાંને લશ્કરી ખાતાનો સૂબો ઠરાવ્યો હતો અને તેના તાબામાં એક લાખ ઘોડેસ્વાર અને વીશ હજાર પાયદળ સોંપ્યું હતું. આ મોટી ફોજે કરણ રાજા પાસેથી ગુજરાત જીતી લીધું. આથી દેશનો તમામ કારભાર માધવના હાથમાં આવ્યો, રાજા બધું મૂકી દઈ નાઠો અને તેની રા-

ણીઓ, કુંવરીઓ, હાથી, સરસામાન, અને ભં-ડાર એ બધું મુસલમાનોના હાથમાં ગયું. કેદ પ-કડાએલી રાણીઓમાં કમળાદેવી પણ હતી. એનું બીજું નામ કૈલાદેવી છે. તે એવી બુદ્ધિવાળી તથા સુંદર હતી કે હિંદુસ્તાનની શોભા ગણાતી હતી. તેને અલાઉદ્દીને પોતાના જનાનખાનામાં હુરમ કરી રાખી. એ રાણીના મુખનું તેજ એવું હતું કે જેમ ચંદ્ર આગળ તારાઓ ઝાંખા દીસે છે તેમ બીજી રાણીઓનું રૂપ એના તેજ આગળ ઝાંખું દીસવા લાગ્યું. ધીરે ધીરે તે સૌથી માનિતી થઇ પડી. બાદશાહ ઉપર તેની સત્તા એવી જામી ગઈ કે જે કાંઈ તે કહે તે કબૂલ મંજૂર રહેતું. અલેફ્ખાં તથા નસરતખાં તે પછી ખંભાત લૂટવાને ચાલ્યા. એ શહેરમાં તે વખતે વેપાર ધમધોકાર ચાલતો હતો, તેથી ધનથી ભરપૂર હતું માટે તેમને જબરી લૂટ મળી. અહીં નસરતખાંએ એક વેપારીના દેખાવડા ગુલામને એક હજાર દીનાર આપી ખરીદ કરી લીધો. એ ગુલામનું નામ કાફૂર હતું અને તે પાછળથી સુલતાનની મહેરબાની મેળવી મલેક કાફૂરને નામે બહુ ઊંચે દરજ્જે ચઢ્યો. તમને કહેવામાં આવ્યું છે કે મહમૂદ ગઝનવીએ ઈ. સ. ૧૦૨૪ માં સોમનાથની મૂર્ત્તિના કકડા કર્યા હતા અને તે ભીમદેવે દુરસ્ત કરાવી હતી. દેવળ લાકડાનું હતું. તેને બદ કુમારપાળે પાકા પત્થરનું બનાવ્યું હતું. આ

તિનો આ ફેરે પણ મુસલમાનોએ નાશ કર્યો હતો. ઇ. સ. ૧૩૦૦.

અલેફખાંના લશ્કરની એક ટૂકડી ગુજરાતની છેક ઉત્તરે આવેલા મોઢેરા શહેર તરફ ગઇ અને તેને ઘેરો ઘાલ્યો. મોઢ બ્રાહ્મણો તેની સામે લડાઈ કરવાને ચઢ્યા. એ બ્રાહ્મણોમાં જેઠીમલ નામની જાત છે તેઓ બહુ બળવાન ગણાતા. તેમણે બહાદુરીથી પોતાનો બચાવ કર્યો. બાદશાહી લશ્કરના ઘણા માણસો એ લોકોને હાથે માર્યા જવાથી ઘેરાના માણસો ઘટી ગયા તેથી નસરતખાંએ બીજા માણસો વધારવાને લખ્યું, ત્યારે માધવ મંત્રીએ એવો અભિપ્રાય આપ્યો કે બ્રાહ્મણો સાથે લડાઈ કરવામાં કંઇ માલ નથી. તેમને તમે જીતશો તેથી કીર્ત્તિ વધવાની નથી. લડાઇ લાંબી ચલાવવી એ રાજાઓ સાથેજ શોભે. અંતે માધવે બાદશાહી લશ્કરને જે ખર્ચ થયું હતું તે બદલ પાંચ હજાર સોનૈયા બ્રાહ્મણો પાસેથી લેવા ઠરાવ્યા અને બ્રાહ્મણોએ તે આપ્યા. પણ માધવ જ્યારે પાટણ ગયો ત્યારે પાછળથી મુસલમાનોએ કંઇ બહાનું કાઢી ફરીથી લડાઈ જગાવી. તેમણે મોઢેરાનો કોટ અને દેવળો પાડી નાંખી નગર બાળી મૂકયું અને ઘણાક લોકોને મુસલમાની ધર્મમાં દાખલ કર્યા. ત્યાંથી નાશી ગયલા બ્રાહ્મણો હાલ જુદે જુદે સ્થળે જઇ રહેલા છે.

ઇ. સ. ૧૩૦૬ માં અલાઉદ્દીને કાફૂરને મ-

લેક નાયબનો ખિતાબ આપ્યો અને દક્ષિણ પ્રાંત જીતવા સેનાપતિ ઠરાવી મોકલ્યો તથા ગુજરાતના સૂબા અલેફખાંને તેની મદદમાં રહેવા હુકમ આપ્યો. આ વાત જ્યારે કૌલાદેવીએ સાંભળી ત્યારે તેણે અરજ કરી કે મારી એક દીકરી દેવળદેવી હજુ જીવતી છે, અને તે દક્ષિણમાં બાગલાણના ગામમાં છે માટે આપ મહેરબાની કરી મલેક કાફૂરને હુકમ આપો કે તેને અહીં તેડી લાવે. બાદશાહે પોતાની પ્રિય રાણીની માગણી કબૂલ રાખી. મલેક નાયબે મોટા લશ્કર સાથે સુલતાનપુર જઇ મુકામ કર્યો, અને હાડમાર થયલો કરણરાજા જે બાગલાણમાં ભરાઇ બેઠો હતો ત્યાં તેને કહેણ મોકલ્યું કે દેવળદેવીને અમારે સ્વાધીન કરો નહિ તો અમારે લડાઇ કરવી પડશે. રાજાએ કાફૂરની માગણી કબૂલ રાખી નહિ તેથી કાફૂરે અલેફખાંને હુકમ આપ્યો કે તમારે ગુજરાતની ફોજ લઈ દેવળદેવી હાથ કરવા બાગલાણ તરફ જવું. કરણરાજા બે મહિના સૂધી અલેફખાંના સામો થયો અને તેણે સારી રીતે ટક્કર લીધી, પણ અંતે હારવાની અણી ઉપર આવી પહોંચ્યો. તે સમયે દેવગઢના યાદવકુળના રાજા સંકલદેવે કુંવરીને માટે માગું કર્યું. તેણે પોતાના ભાઈ ભીમદેવને કરણ પાસે ભેટ સાથે મોકલ્યો અને એમ કહાવ્યુ કે અમે તમને મદદ આપીશું. વળી જે કુંવરી માટે લડાઇ ચાલે

તેના પતિના સ્વાધીનમાં ગઈ એટલે અલેફખાન ક્યે નિરાશ થઇ પાછો ચાલ્યો જશે. ડૂબતો માણસ નહિ જેમ ફીણને વળગે તેવી રીતે કરણે વિચાર્યું કે ... એ નીચા કુળના હિંદુ રાજા છે ખરા, તોપણ મુસલમાનોના હાથમાં મારી કુંવરી પકડાય તેના કરતાં આવી રીતે પરણાવી દેવી ઠીક છે એમ નિશ્ચય કરી દિલગીરી સાથે સંકળદેવને પોતાની પુત્રી દેવળ દેવાનું કબૂલ કર્યું. દેવળદેવીના લગ્નની વાત સાંભળીને અલેફખાંને બહુ ફિકર થઇ, કેમકે બાદશાહ ઉપર કૈલાદેવીની કેટલી સત્તા હતી તે તેઓ સારી પેઠે જાણતો હતો તેથી જો દેવળદેવી છટકી જવા પામી તો તેની કસૂર ગણાશે, અને તેનું ફળ માઠું આવશે એમ તે સારી પેઠે સમજતો હતો. બીજા સરદારોને પણ તેણે કહી રાખ્યું હતું કે એ કુંવરી જો હાથમાં નહિ સપડાશે તો જીવનું જોખમ થશે. આવી રીતે તેઓને મદદમાં લેઇ બધી રીતનો બંદોબસ્ત તેણે કર્યો, અને પહાડના જુદા જુદા રસ્તા તેઓએ પોતાના કબજામાં લીધા અને કરણરાજા નાશી જતો હતો ત્યાં પહોંચી જઇ તેનો અટકાવ કર્યો અને તેની સાથે જે લોકો જવાના હતા તેમને વિખેરી નાંખ્યા. હાથી, તંબુ, વગેરે તમામ મૂકી દઇ કરણને દેવગઢ તરફ નાશી જવાની ફરજ પડી. અલેફખાંએ તેની પૂઠ પકડી ને આખરે તેને દેવગઢના કિલ્લાથી માત્ર એક મંજલને છેટે પકડી પાડ્યો પણ નાશી

.રા કયે માર્ગે નીકળી ગયા તેનો પત્તો લાગી યો નહિ તેથી તે છેક નિરાશ થઈ ગયો. ખ-ર એ કુંવરી દુશ્મનના હાથમાંથી સટકી જઈ ગિરિ જઈ પહોંચત પણ એક અકસ્માત એવો યો કે જેથી કરણ, ભીમદેવ તથા દેવળદેવીની ાકનીએક આશા નિષ્ફળ થઇ. અલેફખાં જ્યારે રણની પૂઠે ગયો ત્યારે પાછળ જે લશ્કર રહ્યું ', તેમાંથી કેટલાક જણને વિચાર થયો કે ાપણે આજે સ્હેલ કરવા જઇએ. કોઇએ સૂચના કરી કે **ઇલોરા**ની ગુફા જોવા લાયક છે. તે માંલું કોતરકામ અચરજ પમાડે તેવું છે. ઘણા જણ સાથે બોલી ઉઠ્યા. હા, હા, ત્યાંજ આપણે જઇએ. ૩૦૦ માણસ ત્યાં જવા તૈયાર થયું. હવે ભીમદેવ કરણથી જુદો પડી જે રસ્તે ફંટાયો હતો તે રસ્તો પણ એજ ગુફા ભણી જતો હતો તેથી એ બન્નેનો ભેટો થયો. અંતે મુસલમાનોની સંખ્યા વધારે હોવાથી ઝપાઝપી કરી તેઓ દેવળદેવીને લઈ ગયા. આથી મુસલમાનોના લશ્કરમાં ખુશાલી પથરાઇ રહી. મલેક કાફૂર રાજી થતો થતો તેને દિલ્લી લઇ ગયો. બાદશાહ અલાઉદ્દીનનો શાહજાદો ખિઝરખાં આ કુંવરીની ખૂબસૂરતી જોઇ આશક થયો. રાજાએ તેમને પરણાવી દીધાં. દહાડે દહાડે આ જોડા વચ્ચે એટલો બધો પ્યાર વધતો ગયો અને દેવળદેવી એટલી માનિતી થઇ પડી કે ઘણી ખરી મુસલમા

બીબીઓ તેની અદેખાઇ કરવા લાગી. દેવળરાણી અને ખિઝરખાંના પ્યાર સંબંધી અમીર ખુસરૂ નામના એક જાણીતા કવિએ ફારસીમાં એક રસીલું પુસ્તક રચ્યું છે. હવે બીજી તરફ કરણ અલેફખાં પાસેથી મહા મહેનતથી પહાડોમાં નાશી ગયો. પોતાની બાકી રહેલી કુંવરી જેના ઉપર પોતાના ઘડપણના સુખનો આધાર રાખ્યો હતો તે પણ હાથથી જતી રહી તેથી તે બહુ નાઉમેદ થયો. હવે તેને વિચાર આવ્યો કે જે દહાડાથી મારા પ્રધાન માધવની સ્ત્રી રૂપસુંદરીને મેં જબરાઇથી પકડી આણી તે દહાડાથી મારા સંકટનો આરંભ થયો છે. મેં બહુ ખોટું કામ કર્યું. પોતાની સ્ત્રી, મરણ પામેલી કનકદેવી, ને ખિજરખાંની જોડે પરણેલી દેવળદેવીને, કોઇવાર એકને, કોઇવાર બીજીને, ત્રીજીને કે ત્રણેને સામટી યાદ કરતો, ખેદ કરતો, પશ્ચાતાપ કરતો, ડુંગરોમાં ભટકતો રઝળતો દુઃખી થઈ મરણ પામ્યો. આવી રીતે વાઘેલા વંશના તથા ગુજરાતના છેલ્લા રાજાનો અંત આવ્યો.

(મનહરછંદ.)

કરણ વાઘેલો ખરે, ઘેલો હતો કપટીને,
મનતણો મેલો હતો, પૂરો મહારાજ એ,
કેશવને કાપી નારી, માધવની લેઇ ગયો
કહો ? એણે આતે કેવું, કીધું ક્રૂર કાજ એ;
અલફખાને તો એને, ફળ તેનું પૂરૂં આપ્યું

હરાવીને હાંકી કાઢ્યો, જીતી લિધું રાજ એ;
પાયમાલ પૂરો થયો, દેખી લ્યો આ દાખલાથી
ઓડકાર આવે એવો, ખાય જેવું ખાજ એ. ૧

હવે આપણે છેલ્લી બે વાતો સંભારી જઈએ તમને કહેવામાં આવ્યું છે કે વાઘેલા વંશનો પહેલો રાજા વિશળદેવ થયો તે ધોળકાના નાના સરખા રાજ્યના ધણી આનાક સોલંકીના વંશનો હતો. આનાકને વાઘેલ ગામ મળ્યું તેથી લવણપ્રસાદ, વીરધવળ, વિશળદેવ, વગેરે વાઘેલા કહેવાયા. સોલંકી વંશનો છેલ્લો રાજા ત્રિભુવનપાળ નબળો હોવાથી વિશળદેવે તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો. એ બહુ દયાળુ રાજા હતો, તે સેહેજ તમારા ધ્યાનમાં આવ્યું હશે, કેમકે તમને મેં જે એના વિષે વાત કહી તેમાં દુકાળ વખતે એણે ગરીબોને મોકળે હાથે અનાજ મફત આપ્યું તે બાબત મેં જણાવી હતી. રૈયતના સુખને માટે તે બહુ કાળજી રાખતો હતો તેથી ગુજરાતમાં જે વખતે બહુ સખ્ત દુકાળ પડ્યો અને રાજાનો કોઠાર ખાલી થઈ ગયો ત્યારે તેણે જગડુશા નામના ધનવંત અને ધર્માત્મા વાણીઆને પોતાની પાસે બોલાવ્યો. તેણે ઉદાર દિલથી આઠ હજાર કણના મૂડા રાજાને આપ્યા એ ઉપરથી કવિઓએ એના વખાણમાં બહુ કવિતાઓ જોડી છે તેમાંથી તમને માત્ર એક કટકો કહી સંભળાવું છું.

આખી અવનીને પીલી, કાળો કેર કરનાર
દુષ્ટ આ દુકાળ કેરો, છેદક જે થાયછે,
અતિ દાન આપવામાં, તત્પર રહેલો એવો,
હમણાં તો એક નર, જગડુ ગણાયછે.

દોહરો.

લોકપાળ સૌ નામના, ઇન્દ્ર આદિ લેખાય;
લોકપાળ તો એકલો, જગડૂ જગ દેખાય.

એ ઉપરથી તમારે સમજવાનું એ છે કે એણે ગરીબોને મદદ કરવામાં બહુ દોલત વાપરી તેથી આજ દિન સૂધી તેનું નામ અમર રહી ગયું છે. માટે પરમેશ્વરે જો ધન આપ્યું હોય તો તેનો સારો ઉપયોગ કરવો.

એ કરોડપતિ કચ્છમાં આવેલા ભદ્રેસર નામના બંદરનો વતની હતો અને તે મોટો વેપારી હતો. એ રાજાએ પોતાના નામ ઉપરથી વિજાપુર વસાવ્યું છે. વીરધવળના પ્રખ્યાત થયેલા પ્રધાનો વસ્તુપાળ અને તેજપાળને તેણે કાયમ કર્યા. એ બે પ્રધાનોએ આબુ તથા આરાસુર ઉપર આજદિન સૂધી લોકો જોઈને વખાણે છે તેવાં સુંદર ને મજબૂત દહેરાં ચણાવ્યાં. પણ સૌથી પહેલાં દહેરાં બંધાવવાનું માન વિમળશાહને ઘટે છે અને તે ભીમદેવ પહેલાની વાતમાં તમને કહેવામાં આવ્યું છે. એ દહેરાં આરસપહાણનાં છે પણ તેનો રંગ છેક ધોળો નથી પણ પીળાશપર મીણના જેવો છે. એમાં કોરણી કરી છે તે એવી બારીક છે કે કોઇ જાણે બી-

બાની છાપ સારી હશે. મૌજુદ્દીન બાદશાહની મા મક્કે હજ્જ કરી પાછી વળતાં ખંભાત ઉતરી ત્યારે વસ્તુપાળે તેની એટલી તો પરોણાચાકરી કરી કે બાદશાહ તેના ઉપર ખુશ થઇ ગયો અને તેણે કંઈ માગવાનું કહ્યું તે ઉપરથી એવી માગણી કરી કે તમારે ગુજરાત ઉપર ચડાઇ કરવી નહિ. તે વાત બાદશાહે માન્ય રાખી. વિશળદેવે ડભોઇનો મોટો કિલ્લો બંધાવ્યો તે વાત પણ આગળ આવી ગઇ છે. એના પછી અર્જુનદેવ ને સારંગદેવ રાજાઓ થઇ ગયા. અને તે પછી કરણ વાઘેલો અથવા ઘેલો ગાદી ઉપર આવ્યો. એણે ઘેલાપણાનાં કેવાં કેવાં કામ કર્યાં તે તમને સાંભરતાં હશે. માધવની સ્ત્રીને જબરાઈથી લઇ ગયો; માધવના ભાઈ કેશવને મારી નંખાવ્યો એવાં નઠારાં કામ એણે કર્યાં અને તેનો બદલો પણ તેવોજ તેને મળ્યો. એની રાણી કમળાદેવીને અલાઉદ્દીન બાદશાહ પોતાના જનાનખાનામાં લાવ્યા અને ઘડપણમાં કરણે પોતાનો સુખનો પાયો પોતાની બે દીકરીઓના દર્શન ઉપર રચ્યો હતો તે પાયો કેમ ધસી પડ્યો—મોટી દીકરી કનકદેવી ખીલતી જવાનીમાં મરણ પામી—નાની દીકરી દેવળદેવીનું હરણ થયું—અને કરણ રાજપાટ વિના રખડતો રઝળતો પશ્ચાત્તાપમાં મરી ગયો, તે ઉપરથી તમને સાફ જણાયું હશે કે પારકી સ્ત્રીનું તેણે હરણ કર્યું તેનાં કેવાં કડવાં ફળ અને

ખવાં પડ્યાં. જે રાજ વનરાજ, કરણ સિદ્ધરાજ તથા કુમારપાળે મહા પ્રયત્નથી વધાર્યું તે આ રાજાએ મૂર્ખાઇથી ગુમાવ્યું. એના પછી મુસલમાનોનું રાજ્ય થયું.

**એકજ નામના અનેક માણસો**—કરણ નામના બે રાજા થઇ ગયા છે. એક સોલંકી વંશનો અને બીજો કરણઘેલો, વાઘેલા વંશનો. જયશિખરીને હરાવનાર ભૂવડના દીકરાનું નામ પણ કરણ હતું. તેમજ જે કાશીના રાજાએ ભીમદેવ જોડે મળીને માળવા ઉપર ચડાઇ આણી હતી તેનું નામ પણ કરણ હતું. વળી ચેંદીના જે રાજા ઉપર ભીમે ચઢાઇ કરી હતી તેનું નામ પણ કરણ હતું.

**મીનળદેવી**—એક તો સિદ્ધરાજની માનું નામ મીનળદેવી હતું અને બીજી ભૂવડની દીકરી.

**મૂળરાજ**—એ નામના બે રાજાની વાત તમે શીખી ગયા છો. એક તો સોલંકી વંશનો પહેલો રાજા પોતાના મામા સામંતસિંહને મારીને ગાદીએ બેઠો તે. અને બીજો બાળમૂળરાજ જેના વખતમાં તે નાની ઉમરનો હોવાથી તેનો કાકો ભીમદેવ રાજ ચલાવતો હતો તે. એ બન્ને સોલંકી વંશના હતા.

**ભીમ**—એ નામના પણ બે રાજા હતા, અને બન્ને સોલંકી વંશના થઇ ગયા. પહેલા ભીમના વખતમાં મહમૂદ ગઝનવીએ ગુજરાત ઉપર ચઢાઈ કરી હતી અને બીજો ભોળોભીમ જે-

ણે ઇચ્છિનીકુમાર જોડે પરણવા આબુના રાજા સાથે લડાઈ કરી હતી તે.

**એકથી વધારે નામ ધરાવનારા માણસો—**

હવે એકજ માણસનાં બે કે તેથી વધારે નામ હોય તેવાઓને આપણે યાદ કરી જઇએ. પહેલા કરણ પછી ગાદીએ બેસનારનાં ત્રણ નામ હતાં. સિદ્ધરાજ, જયસિંહ, અને સધરાજેસિંગ. એના બીજા નામ ઉપરથી એણે જે સંવત ચાલુ કર્યો હતો તે સિંહ સંવત કહેવાતો. અને તે દોઢસો વરસ સૂધી ચાલ્યો હતો.

પૃથુરાજનું ટૂંકું નામ પીથલ અથવા પીથુ હતું.

**કમળાદેવી**—એનું બીજું નામ કૈલાદેવી હતું અને તે કરણ વાઘેલાની રાણી હતી.

સજ્જન—

જે કુંભારે કુમારપાળને વાસણના ઢગલામાં સંતાડ્યો હતો તે. આલિંગનું બીજું નામ સજ્જન હતું.

વાઘેલા વંશના સ્થાપનાર અર્ણોરાજનું બીજું નામ આનાક હતું.

**જે સ્થળના બે કે વધારે નામ હોય તેની હકીકત—**

વંથળીનું અસલ નામ વામનસ્થળી હતું.

કાઠીઆવાડનું અસલ નામ સોરઠ હતું. હાલ કાઠીઆવાડના દક્ષિણ ભાગને સોરઠ કહેછે.

**દેવગિરિ**—એનું બીજું નામ દેવગઢ હતું તેને હાલ દોલતાબાદ કહેછે.

**ભરૂચ**—એનું અસલ નામ ભૃગુકચ્છ હતું.

**ખંભાત**—એનું અસલ નામ સ્તંભતીર્થ હતું તેમજ તેને સ્તંભાવતી પણ કહેતા.

**વડોદરા**—વટપદ્ર.

**અજમેર**—નાગોર, સાંભર, સપાદલક્ષ, શાકંભરી.

**ઉજ્જન**—અવંતિ.

**શિક્ષકને સૂચના**—છેવટે 'એકજ નામનાં અનેક માણસો,' એકથી વધારે નામ ધરાવનારા માણસો વગેરેજે જે હકીકત આપવામાં આવી છે તે એમને એમ શીખવવાની નથી પણ પ્રશ્નો પૂછી વિદ્યાર્થીઓ કનેથીજ કઢાવવાની છે. જેમકે ગુજરાતના બે રાજાઓ કરણ નામના થયા તે ઉપરાંત કોઈનું કરણ નામ હોય એમ તમને સાંભરે છે? હાલ જે પ્રાંતને કાઠીઆવાડ કહેછે તેનું અસલ નામ શું હતું? અજમેરનું જૂનું નામ શું? સિદ્ધરાજે પોતાની મા મીનળદેવીને રાજી રાખવા શું કર્યું? એ ઉપરથી તમારે કાંઇ ધડો લેવા જેવું છે?

દરેક વાર્ત્તા શિક્ષકે યાદ રાખી છોકરાંને કહી જવી અને તેમને જાગૃત રાખવાને માટે કોઈ કોઈ સ્થળે સવાલો પૂછવા. કોઈ અઘરો શબ્દ આવે તો તે સમજાવવો. જરૂર પડે ત્યાં આપેલા નકશાનો ઉપયોગ કરવા ચૂકવું નહિ. વળી ચિત્રો પણ બતાવવાં.

ર. ના.

# SELECT STORIES FROM THE HISTORY OF GUJRAT.

# ગુજરાતના ઇતિહાસની વાર્તાઓ.

( વલ્લભિ વંશથી વાઘેલા વંશ સૂધી ).

રચનાર,

કરમઅલી રહીમ નાનજીઆણી.

ડેપ્યુટી એજયુકેશનલ ઇન્સપેક્ટર.

ખેડા.

આવૃત્તિ પહેલી પ્રત ૧૦૦૦



અમદાવાદ—"આર્યોદય" પ્રેસ.

સંવત ૧૯૫૮—સને ૧૯૦૧.

કિંમત ૦-૭-૦